# હલીમાખાનમ.

અનુવાદક અને પ્રકાશક

પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.

લાલ દરવાજા—અમદાવાદ.



હી. સ. ૧૩૩૮ ઈ. સ. ૧૯૧૯

કીમત રૂ. ૧—૦—૦

# અર્પણ પત્રીકા.



પોલિટિકલ ભોમીયો પેપર, ફ્યઝે આમ માસીક અને ધી અમરસિંહજી પ્રી. પ્રેસના મદદગાર અને હમદર્દે ઇસ્લામ જનાબ અબ્દુલ કરીમ કાસમ છેલ સાહેબ.

ઉપલેટા.

આપ અમારી જાતના તરફ તેમજ ચાલતા પ્રેસ, પેપર અને માસીક તરફે કોઇ પણ જાતના સ્વાર્થ કે લાભ શીવાય માત્ર મઝહબી જોશ અને લાગણીથી જે કલમી મદદ આપતા રહ્યા છો, તેનો બદલો આપવા હું તદન અશકત છઉં, તોપણ આપની મોહબતની યાદગીરી દાખલ આ એક નજીવું અને નાનકડું પુસ્તક આપને અર્પણ કરૂં છું તો તે કબુલ કરી આભારી કરશો.

આપનો સ્નેહાધીન

પ્રકાશક.

# દયાળુ કે ઘાતકી ?

## અરે દોડો ! દોડો ! બચાવો ! બચાવો ! !

તમારી માનીતી ઝોહરા યુલિસિઝના પાપી પંજામાં સપડાઇ ગઇ છે, તેને બચાવો !

જો તમારા અંતઃકરણમાં જરા પણ દયાનો ભાગ હશે, અથવા જો તમે પરદુઃખભંજન હશો; તેમજ જો તમને આફતમાં સપડાયેલી એક ઇસ્લામી અબળા તરફ કાંઇપણ લાગણી હશે તો આ જાહેર ખબર વાંચીને બેસી રહેશોજ નહિ. પણ તેને સંકટમાંથી જરૂર મુક્ત કરશો. પરંતુ તેના ઉપર કેવી કેવી આફતો આવી પડી છે તે જાણ્યા વિના તમે તેને સંકટમાંથી છોડાવી શકશો નહિ. માટે જો તમારે આફતમાં સપડાએલી એક ઇસ્લામી અબળા તરફ હમદર્દી બતાવવી હોય તો

# "ઝોહરા" યાને ફ્લોરા ફ્લોરેન્ડા.

નામની રસના સાગરથી, શૃંગાર રસથી ઉભરાતી, કાવાદાવાથી ભરપુર, અને અત્યંત દિલપસંદ વાર્તા સત્વર મગાવી લ્યો. કેમકે કાગળ, શાહી આદિ વસ્તુઓની મોંઘવારીને લીધે માત્ર ગ્રાહક પુરતીજ નકલો કાઢવામાં આવી છે. અને પુસ્તક રસીક હોવાથી પ્રતો ચપોચપ ઉપડી જવા અને ગ્રાહકોનો જબરો દરોડો પડવા સંભવ છે. તેથી ટુંક વખતમાં સઘળી કોપીઓ ખપી જતાં બેવડી કિંમત આપતાં પણ એક કોપી મળી શકશે નહિ. માટે કાંઈ પણ વિચાર ન કરતાં આજેજ આર્ડર આપી દો.

ઉમ્દા ગ્લેજ કાગળ, પાકું સોનેરી બાઇડીંગ અને સુંદર ફોટા સાથે.
ભાગ ૧ લાની કીં. રૂ. ૧–૧૨–૦ ભાગ ૨ જાની કીં. રૂ. ૨–૮–૦
વાર્તા બે ભાગમાંજ પુરી થાય છે. લખોઃ—

**નીઝામખાન નુરખાન.**

**લાલ દરવાજા—અમદાવાદ.**

# શરૂઆતના બે બોલ.



બે ચાર દોસ્તો બેઠા હતા અને મઝહબી ચર્ચા કરતા હતા તેવામાં વળી નોવેલ અને કીસ્સા કહાણીના ઉપર પણ ચર્ચા શરૂ થઇ. સંજોગ એવો હતો કેઃ—મઝહબના સાથેજ નોવેલનો વીષય પેદા થયો અને તેવાજ મુદ્દા ઉપરની નોવેલ લખવા વાત ચાલી. દરખાસ્ત મુકનાર અમારા એક નવ જવાન જોશીલા ઇસ્લામી ભાઇ મી. દાદ હતા. પરીણામ એ આવ્યું કેઃ—એવી કોઇ ઉરદુ નોવેલ મંગાવવી. જેનો જવાબ પણ તરતજ મી. દાદથી મળ્યો કેઃ—ઉર્દુ લેખક મી. ખામોશ કે જેઓ એક ગ્રેજ્યુએટ છે, તેમની લખેલ હલીમાખાનમ નામની એક નોવેલ તેવીજ છે. બસ, તેજ વખતે ઠરાવ પણ પસાર થયો કેઃ—ત્યારે તેજ કીતાબનો અનુવાદ કરવો અને તે પણ મી. દાદજ તૈયાર કરે. તેઓએ જોકે જોશમાં કબુલ પણ કરી દીધું પણ સાથેજ જણાવી દીધું કેઃ—"હું કાંઇ ઉર્દુનો તરજુમો કરનાર કે ગુજરાતીનો ખાં નથી, તેમ માદરી ઝબાન પણ ગુજરાતી નથી. વળી જાહેરમાં આવવા કે સાક્ષરમાં ખપવા જેમ બીજાઓ સખત ગુજરાતી શબ્દો વાપરે છે તેવું જ્ઞાન પણ ધરાવતો નથી, તેથી અલ્પજ્ઞાન મુજબ લખી આપીશ પણ ડોળમાં અને ઠીકઠાક કરવામાં પ્રકાશકે મદદ કરવી." પ્રકાશક બંદા તો તૈયારજ હતા તેથી કબુલ કરી લીધું અને લખવાની તેમજ છાપવાની પણ તૈયારી થઇ ચુકી.

માત્ર ઉપર મુજબ વાતચીતના પરીણામેજ તૈયાર થએલું આ પુસ્તક છે. હવે આ પુસ્તકના માટે અમો વ્હાલા વાંચકોને વિનંતી કરીશું

કેઃ—આર્ય સમાજી અને બીજા ગેરમઝહબીઓના થતા હુમલા સામે માત્ર અકલી દલીલોથીજ આ પુસ્તક લખાએલ છે. જવાબો એવા આપવામાં આવેલ છે કેઃ—દરેક ઇસ્લામી બીરાદર પોતાના પાક મઝહબ માટે વાકેફગાર થાય તો અલબત તેવા પ્રસંગો પેદા થાય તે વખતે પોતે પણ જવાબ આપી શકે. ભાષા માટે તો દરગુજર ચાહી કહેવુંજ પડશે કેઃ—જ્ઞાન અનુસાર અને વળી ઉરદુ આમેઝ લખવાની ઇચ્છા આ પુસ્તક લખવા માટે ખાસ લક્ષમાં રાખી છે. છતાં ભુલ કે દોશ માટે વાંચકો ક્ષમા બક્ષવા કૃપા કરશે તો વળી એવાંજ બીજાં પુસ્તકો તૈયાર કરી આપવા અમોને તેમજ મી. દાદને ઉત્તેજન મળશે.

જે કીતાબ ઉપરથી અનુવાદ કરવામાં આવેલ છે 'તેના મુળ લેખકનો પણ મી. દાદ તેમજ હું (પ્રકાશક) આભાર માનીએ છીએ. અમો ઉમેદ રાખીએ છીએ કેઃ—અમારૂં આ પુસ્તક ભલે ગમે તેવી ખામીવાળું હોય છતાં પણ જો વાંચકો તેના હેતુ તરફ ખ્યાલ કરી કદર કરશે તો અમો અંતઃકરણપૂર્વક આભારી થઇશું.

જેમ આ પુસ્તક તૈયાર કરવામાં મી. દાદ જેવા જોશીલા અને હમદર્દ અમોને મળેલ છે તેમ અર્પણપત્રીકા પણ તેવાજ જોશીલા હમદર્દ મી. છેલને કરીછે જે ખાતે હું (પ્રકાશક) તેમજ મી. દાદ ખુદાના શુકર અદા કરીએ છીએ.

છેવટે આ આખું પુસ્તક તૈયાર કરવામાં મી. દાદે જે જહેમત અને વખતનો ભોગ આપેલ છે તે માટે હું તેઓનો એહશાન માનું છું અને ખુદા પાસે દુવા માગું છું કેઃ—તેઓની તેવીજ મોહબત સદાય કાયમ રહો. આમીન. વાંચક બીરાદરો, આપ પણ તેવીજ દુવા ચાહશો.

પ્રકાશક.

# અનુક્રમણિકા.



* બુકની અંદર જ્યાં પ્રકરણ ૨[illegible] છે તેના બદલે ૨૪ વાંચવું.

ઇસ્લામી ગૃહસંસારનો આબેહુબ ચિતાર આપનારી

અનુપમ નવલકથા.

# કનીઝે ફાતમા



સુધારાના નામે ચાલતા કુધારાના ફંદમાં પડી અનેક નૌજવાનો બાપદાદાની મિલ્કતને કેવી રીતે બરબાદ કરે છે. ખોટી સ્વતંત્રતાનો સ્વચ્છંદતા તરીકે ઉપયોગ કરી અનેક નાજનીઓ ધર્મથી ભ્રષ્ટ થઇ કેવાં કેવાં જાલિમ કામો કરે છે. પાપને ફેલાવનારા પાપીઓ પૃથ્વીમાં કેવો પ્રપંચ પાથરી દે છે, રાક્ષસી હૃદયના જીવતા જાગતા માણસ રૂપ રાક્ષસો નીતિ ત્યાગીને કેવા હૃદય ભેદક કામો કરે છે, વગેરે બધા બનાવો એક પછી એક એવી અજાયબી ભરેલી ગુંથવણીથી ગુંથવામાં આવ્યા છે કે, આ વાતને વાંચીને પુરી કર્યા વિના હાથમાંથી મુકવાનું મન જ થતું નથી. મુલ્ય રૂ. ૨-૦-૦

મેનેજર

પોલિટિકલ ભોમિયો.

લાલ દરવાજા—અમદાવાદ.

# લેડી ડાક્ટર હલીમાખાનમ.

## પ્રકરણ ૧ લું.

---

### પૂર્વ વૃતાંત.

---

બુહેલખંડમાં ધરમપુર નામે એક બીજા નંબરનું રાજ્ય છે જેની વાર્ષિક આવક આશરે વીશ લાખની છે. આ રાજ્યનો પહેલો રાજા પૃથ્વીસિંહ પહેલા નંબરનો દારૂડીઓ અને મોજીલો હતો અને એણે પોતાની વીશ વરસની હકુમતમાં પોતાના રાજ્યને પાયમાલ કરી નાખ્યું. જ્યારે આવું અંધેર કારખાનું ચાલતું હતું ત્યારે લુટારા લોકોએ આ તકનો લાભ લઈ પોતાની સત્તા ચલાવવા માંડી અને તેથી રૈયત બરબાદ, અને મુલક તબાહ થઈ ગયો. આવી જાતના જુલમથી ગરીબોની આહે એવી અસર કરી કે, દીવાન ટેકચંદ અને રાજાને અણુબનાવ થયો, તેથી તે બ્રિટિશ ગવર્નમેંટના કાન સાચી જુઠી વાતોથી ભરવા લાગ્યો. આવી ભંભેરણીનું પરિણામ એ આવ્યું કે, એક દિવસ રાજા સાહેબને અથાણાના ઘડાની પેઠે ગાદી ઉપરથી ઉઠાડી, કાશી મોકલવામાં આવ્યા. તેમના પછી સરકારે તેમની જગા ઉપર તેમનાજ કુટુંબના એક યુવાન અને બાળવયના ચોહાણ રજપુત શમશેરસિંહજીને ગાદી ઉપર બેસાડયા. મહારાજાએ ૭ વરસ સુધી ઇંદોરની ડેલી કોલેજમાં અભ્યાસ કર્યો, ત્યાંથી આવ્યા પછી તેમણે એક ઇંગ્લીશ અમલદારના હાથ નીચે ત્રણ વરસ સુધી કામ કર્યું. આ-

ખરે ૧૮ વરસની ઉમર થતાં તેમને સરકારે રાજની લગામ હાથમાં આપી દીધી. આ નવયુવાન રાજા ઘણીજ કાબેલીઅતથી રાજ કરવા લાગ્યા તેથી તેમનું રાજ્ય ઘણુંજ આબાદ થઇ ગયું. આ રાજ્યની જે કંઇ ધન દોલત કેટલીક પેઢીઓથી જમીનમાં દાટેલી હતી, તે બધી ખોદી કાઢવામાં આવી અને રાજ્યમાં કેટલીક ફેક્ટરીઓ અને કારખાનાઓ ખોલી દેવામાં આવ્યાં. અને તેના નફાના હજારો રૂપિયા ખજાનામાં આવવા લાગ્યાં. અને નકામા માણસોને પણ રોજી મળવા લાગી. તે એટલા સુધી કે, શહેરમાં કોઇ નાગો અથવા ભૂખ્યો માણસ મળવો મુશ્કેલ થઈ ગયો. મહારાજા શમશેરસિંહ પોતે સારા કેળવાએલા અને ઇન્સાફી હતા. તે પોતાની રૈયત ઉપર સમાન નજરે જોતા હતા. હિંદુ હોય અથવા મુસલમાન ક્રિશ્ચિયન હોય યા આર્ય, જૈન, હોય યા બ્રાહ્મણ, બધાને પોતાનો ધર્મ પાળવાની છુટ હતી. કોઇ મસજીદ બનાવે, કોઈ સમાજ કાયમ કરે અને કોઈ સભા, ટૂંકામાં એટલુંજ કે, કોઇને કોઈ વાતની રોકટોક નહોતી, પણ જયારથી લાલા મનોહરલાલ આર્યસમાજી દીવાન બનીને આવ્યા ત્યારથી તેઓએ રાજ્યમાં ખાસ તોર પર તરફદારીની આગ ભડકાવી દીધી. એમણે આ જગાએ આવતા વેંતજ સૌથી પહેલું કામ કીધું તે એ હતું કે, આસ્તે આસ્તે રાજ્યના મોટા મોટા હુદ્દા ઉપર એવા લોકોને દુર દુરથી લાવીને ભરી દીધા કે જે તેમની નજરમાં ખાસ કરીને કટ્ટા આર્યસમાજી હોય. સમાજના જલસા ઘણી ધુમથી થવા લાગ્યા, બીજાના મજહબોના અપમાન પણ કરવા લાગી ગયા અને તેમના પેશવાઓને ભજન અને ગીતોના રૂપમાં ગાળો દેવા લાગ્યા.

આ રાજ્યમાં પહેલાં તો મુસલમાનો નગારખાનામાં તુતીની માફક હતા અને જે કેટલાક હતા તે પણ ઘણીજ ખરાબ હાલતમાં

પોતાનું ગુજરાન ગમે તેમ કરીને ચલાવતા હતા. ફક્ત કાજી ખાનદાન બાકી હતું જે ઇસ્લામી હકુમતની યાદગારી હતી. મોગલ બાદશાહોએ કાજીઓને એટલા વાસ્તે લાવીને રાખેલા હતા કે, તેઓ મુસલમાનોને ઇસ્લામની હીદાયત કરે અને તેમના કજીઆ, ટંટા, વગેરેહની રૂએ ફેંસલો કરી આપે. આવા કાજીઓનું ખાનદાન પણ ઘણીજ બુરી તરાહથી દમ તોડી રહ્યું હતું. કારણ કે કાજીનો ઇલકાબ તો કાયમ હતો પણ જે જાગીરો આ ઇલકાબની સાથે હતી એ ક્યારની એ જતી રહી હતી. એક બીજું ખાનદાન મુસલમાન રજપુતોનું હતું જે અકબર બાદશાહના વખતમાં મુસલમાન થયું હતું. આ લોકોની હાલત કંઇક સારી હતી. કારણકે આ લોકોના કબજામાં કંઇક જમીન જાગીર બાકી રહી ગઇ હતી અને તેઓ ખેતીનો ધંધો કરી પોતાનું ગુંજરાન કરતા હતા. આ લોકો દીનથી એટલા બધા નાવાકીફ પણ નહોતા. રોજ પાંચ વખતની નમાજ અને ફરજ રોજા બરોબર અદા કરતા હતા. આ ખાનદાનનો એક માણસ જેનું નામ આદીલખાન હતું, તે ખાસ ધરમપુરમાં રહેતો હતો. આ માણસજ અમારી નૉવેલનો નાયક છે.

આદીલખાનને એક દીકરી હતી. જેનું નામ હલીમાખાનમ હતું. આ છોકરી નાનપણથીજ હુશીઆર અને ચાલાક હતી. આ ખાનદાનમાં કેળવણી જરા પણ નજરે પડતી નહોતી અને બધા લોકો જાહીલ હતા પણ આ છોકરીની એ હાલત હતી કે, પોતાની આર્ય સમાજી બ્હેનપણીઓને નિશાળે જતી જોઇને પોતે પણ પાંચ વરસની વયે નિશાળે જવા લાગી. તેના ઘરની પાસેજ છોકરીઓની એક નિશાળ હતી, તેમાં જઇ તે ભણવા બેઠી અને જે લેસન બીજી છોકરીઓને મળતું તે પોતે પણ યાદ કરી લેતી. નિશાળની હેડ મિ-

સ્ટ્રિસે તેનો આટલો બધો શોખ જોઇને તેને હિંદીના કલાસમાં દાખલ કરી તેને પોતાની પાસેથી સ્લેટ અને પેન આપી. હલીમાખાનમ જેવી હુશિયાર છોકરી માટે હિંદી કંઈ અઘરૂં નહોતું તેથી તે થોડીજ મુદ્દતમાં સારી પેઠે લખવા તથા વાંચવા લાગી. હિસાબ પણ ભાગાકાર સુધી શીખી ગઇ. હવે આ નિશાળ તો પ્રાથમિક કેળવણીને વાસ્તેજ હતી, તેથી હલીમાખાનમનો શોખ ઘણોજ વધ્યો. તેણે બીજી કોઇ નિશાળની તપાસ કરવા માંડી. તેને તેથી માલુમ પડયું કે, ધરમપુરમાં ક્રિશ્ચિયન છોકરીઓના વાસ્તે એક મીશન સ્કુલ છે જેમાં ઇંગ્રેજી મીડલ કલાસ સુધી કેળવણી અપાય છે હલીમાથી હવે સબર થઇ શકી નહિ. તેથી તે એકદમ ત્યાંની હેડ મિસ્ટ્રેસ જેનું નામ મીસ ફ્લેમીંગ હતું તેની પાસે જઇને પોતાની હકીકત કહીને ભણવાનો શોખ બતાવ્યો. મીસ સાહેબે આટલી નાની છોકરીનો આટલો બધો શોખ જોઇને ઉંચું કલાસમાં દાખલ કરી દીધી. આ વખતે હલીમાની ઉમર ૧૦ વરસની હતી. જ્યાં સુધી હલીમા પોતાના પાડોશની નિશાળમાં ભણતી હતી ત્યાં સુધી તો લોકોને તેના ભણવાની ખબર પડી નહિ પણ જ્યારે હલીમા દફતર લઇ દુર મીશનસ્કુલમાં જવા લાગી ત્યારે તેના સગા વહાલાની નજર પણ પડવા લાગી અને તેથી તેમણે એવી અફવા ઉડાવી કે, આદીલખાન પોતાની છોકરીને ક્રિશ્ચિયનોની સ્કુલમાં મોકલી ઇસાઇ બનાવવા માગે છે. બિચારા આદીલખાન ઉપર લોકો ગુસ્સે થવા લાગ્યા અને કેટલાકોએ તો હોકો પાણી પણ બંધ કરી દીધા. આખરે આદીલખાંએ તંગ આવી હલીમાખાનમને કહી દીધું કે, બેટી આ શોખ તમે શા માટે અખત્યાર કર્યો છે? તમારા મા બાપ જાહીલ, તમારા દાદા પણ એવાજ હતા. છોકરીની જાત થઇને તમે આવી આફતમાં શા માટે પડો છો? અમે ખેડુત માણસ છીએ કાલે તમોને પરણાવીને બીજે ગામ મોકલીશું. ત્યાં સવારે ઉઠીને પાંચ

શેર હળવું પડશે. આખો દિવસ છાણુ થાપશો અને ચૂલો સળગાવશો. ત્યારે એક ટુકડો રોટલી મળશે. ચોપડીઓનું આવું અઘરૂં કામ તમારાથી થશે નહિ. બિચારી ભોળી હલીમાની શું અત્યારે મોટી ઉમર હતી, કે જેથી તે આવી ઉંડી વાતને સમજે અને તેનો જવાબ આપે! ગાંડાની માફક બાપનું મ્હોં તાકી તાકીને જોવા લાગી અને પોતાની જીંદગીનો આ અેહવાલ સાંભળવાથી રડી પડી. બેટીના માસુમ ચહેરા પર આંસુ જોઇ બાપનું દીલ ભરાઇ આવ્યું અને તે પણ રોવા લાગ્યો. આડોશીપાડોશી ભેગા થઇ ગયા. ઘણાક તો છોકરીની અક્કલપર હસવા લાગ્યા કેમકે તે ભણુવાને વાસ્તે રોતી હતી અને તે પણ આજે પહેલીજ વખત રડતી જોઇ હતી. કેટલાક તેમાં સમજદાર પણ હતા જે કહેવા લાગ્યા કે, ભાઇ આદીલખાન તમારે એકની એક દીકરી છે તેનું દીલ શા માટે દુખાડો છો અને તે અત્યારે ભણુવા માગે છે તો ભણુવા દો તેમાં તમારૂં નુકશાન શું જાય છે? બે ચ:ર વરસ પછી જ્યારે તે હુશીઆર થશે ત્યારે રોકી લેજો ત્યાં સુધીમાં તેનો શોખ પણ પુરો થઈ જશે. આદીલખાન કોઇની તરફથી આટલી હીંમત ચાહતો હતો અને તેવામાં જ્યારે આ લોકોએ તેને ટેકો આપ્યો ત્યારે તેણે દીલ મજબુત કરી કહ્યું કે, બેટા હલીમા! રડમાં, તું ખુશીથી ભણુવા જા, મારી તને પરવાનગી છે. દુનિયા જે કહે છે તે કહેવા દે. અલ્લાહપાકને જે મંજુર હશે તે થશે. આ શબ્દોએ હલીમાના કરમાઇ ગયેલા ખેતરમાં રહેમતનો વરસાદ વરસાવી દીધો અને હલીમા પોતાના ભોળા ચહેરા પરથી વાળની લટો હઠાવીને આંસુઓથી ભરેલી આંખો લુંછવા લાગી અને પોતાની આ ફત્તેહની ખબર સાંભળીને ખુશીથી બાપની ગરદનની આજુબાજુ હાથ નાખી દીધાં. આદીલખાંએ હલીમાના કપાળ પર પીદરાના મોહબ્બતથી ચુંબન કીધું અને આ વાત પુરી થઇ ગઇ.

# પ્રકરણ ૨ જું.

## મીશન સ્કુલ.

હલીમાખાનમે બરાબર પાંચ વરસ સુધી મીશન સ્કુલમાં અભ્યાસ કર્યો જ્યાં તેની ખુદાદાદ મગજશક્તિએ અને અભ્યાસના શોખે આખી નિશાળમાં તેનું માન વધારી દીધું. સ્કુલની બધી મિસ્ટ્રેસો તેને ચાહતી અને મહોબતભરી નિગાહોથી જોતી હતી. તે પણ પોતાની ક્લાસમાં હમેશાં પહેલો નંબર રહેતી અને સ્કુલની પહેલી સ્કોલરશીપ જે સૌથી હુશીઆર છોકરીઓને આપવામાં આવતી તે કદી પણ બીજી છોકરીને લેવા દેતી નહિ. મીસ ફ્લેમીંગ હેડ મિસ્ટ્રેસે જ્યારે જોયું કે, હલીમાખાનમને કદી કોઇએ પોતાનું લેસન કરતાં જોઇ નથી. તો પણ તે હંમેશાં પહેલો નંબર રાખે છે. તેથી પોતે તેને ખાસ ફુરસદના વખતે પોતાને બંગલે બોલાવવા લાગી અને ત્યાં સ્કુલના લેસન ઉપરાંત કાંઇ બીજી બાબતો પણ બતાવતી અને ખાસ તરેહ તરેહના ભરતકામ પણ બતાવતી, જેનો નતીજો એ થયો કે, સ્કુલની વાર્ષિક પરિક્ષા વખતે જ્યારે રાજ્યના કુલ મોટા મોટા અમલદારો અને યુરોપીઅન સાહેબો આવેલા હતા ત્યારે હલીમાખાનમની ખાસ તારીફ થઇ. હલીમાખાનમે પોતાના હાથનો બનાવેલો એક કારચોબી રૂમાલ ઇંદોરના રેસીડન્ટ સાહેબને નજર કીધો કે જેમાં તેમનું નામ ઘણી સફાઇથી લખેલું હતું. રેસીડન્ટ સાહેબ આ રૂમાલ જોઇને ઘણાજ ખુશી થયા અને પોતાના પાકીટમાંથી

પચાસ રૂપિયાની નોટ કાઢીને આ ભરનાર છોકરીને આપી જેને હલીમાએ મીસ ફ્લેમીંગને આપી દીધી. ટુંકામાં એટલુંજ કે હલીમાએ પોતાની પંદર વરસની ઉમરમાં એવી કાબેલીઅત હાંસીલ કીધી કે, અંગ્રેજી મીડલ પાસ કરી લીધી અને ફારસી અને ઉર્દુ ખુબ લખી વાંચી શકતી. હિંદી અને સંસ્કૃતમાં પણ એજ સ્થિતિ હતી, કે ઘણીજ ઝપાટાથી હિંદી વાંચી શકતી અને સંસ્કૃતના શબ્દના ઉચ્ચાર એવાતો સરસ કરતી કે, જોનારા હેરત થઈ જતા હતા. મીડલ પાસ કર્યા પછી મીસ ફ્લેમીંગે હલીમાખાનમને પૂછ્યું કે, "ખુ! હવે તમારો ઈરાદો શું છે?" હલીમાએ અદબથી પોતાનું માથું ઝુકાવી દીધું અને શરમાઈને બોલી "જેવી આપની સલાહ" મીસ સાહેબે કહ્યું "જુઓ હલીમા! એમાં તો ખુશીની વાત છે, કે તમે ખાસ લાયકાત પૈદા કરી લીધી છે. પણ તમે ધ્યાન રાખજો કે, આ પોપટીયું જ્ઞાન તમારે કંઈ કામનું નથી. તમે તમારી રીતની માફક પરણશો તો ખુદા જાણે તમારા ઉપર શું શું મુશીબત ગુજરશે. હું જોઉં છું કે, તમારૂં ખાનદાન બીલકુલ જાહીલ છે. અગર તમે મારી સલાહ માગતાં હો તો હું તમોને કહું છું કે, તમે આ કેળવણીની સાથે કોઇ એવો હુન્નર શીખો કે જેથી કદાચ ભવિષ્યમાં તમો મારી માફક સ્વતંત્ર જીંદગી ગાળવા માગો તો આરામની સાથે ગુજારી શકો. બસ હવે હું તમને આ નેક સલાહ આપીને મારા શિક્ષક તરીકેના હકથી હાથ ઉઠાવું છું. તમો આનો જવાબ કાલ સુધીમાં વિચારીને આપજો. બલ્કે એક અઠવાડીયું પૂરેપૂરૂં વિચાર કરવાને માટે આપું છું. તે સલાહ એ છે કે, આપણા રાજ્યે અમારી પાસેથી ત્રણ એવી હુશીઆર છોકરીઓ માગી છે કે, જેમણે મીડલ પાસ કરેલી હોય. તેમને ( છોકરીઓને ) રાજ્ય તરફથી સ્કોલરશીપ આપીને આગ્રા

મેડીકલ સ્કુલમાં ડોક્ટરી શીખવાને વાસ્તે મોકલવામાં આવશે. મારી નજરમાં તો તમેજ બધાથી હુશીઆર છો. જો કદી તમે ત્યાં જઇને ચાર વરસ ભણીને ડોક્ટર થઈ આવો તો કેવું સારૂં થાય! તમે ત્યાંથી આવીને સ્વતંત્ર જીંદગી ગાળશો અને કોઇના મોહતાજ થશો નહિ. મને તમારો પુરેપુરો ભરૂંસો છે કે તમે ત્યાં જશો અને ભણીને આવશો. જોકે તમારા મા બાપ આ વાત ઉપર રાજી થશે કે નહિ, તે તમે જાણો! કારણકે તેઓ જાહીલ છે, બલકે તમારૂં આખું કુટુંબ એવુંજ છે, પણ જો કદી તમે કોશીશ કરશો તો મને આશા છે કે, જેમ તમે આ સ્કુલમાં આવવામાં ફતેહમંદ થયાં તેવીજ રીતે ફતેહમંદ થઈ જશો, પછી તમારાં તકદીર. હું એથી વધુ બીજું શું કહી શકું?"

હલીમા, મીસ સાહેબની વાત ઘણીજ અદબથી ધ્યાનપૂર્વક સાંભળતી હતી અને આખરે અદબથી જવાબ આપ્યો કે,—" મીસ સાહેબ હું આપની આ નેક સલાહ માટે ઘણીજ એહસાનમંદ છું. જુઓ આજે હું પિતાજીને આ વાત કહીશ અને ખુદાની મહેરબાનીથી જો કદાચ તે ખુશી હશે તો હું કુટુંબ કબીલાની પરવા કરતી નથી.

હલીમાખાનમ સ્કુલથી ઘેર આવી ત્યારે આખે રસ્તે એજ વિચારમાં હતી કે, હવે શું કરવું જોઇએ? પિતાજી એવા કયાં ભલા છે કે, મને આગ્રે જવા દે. અહીંઆ નિશાળે આવવા દેવામાંજ ગજબ કરતા હતા. પણ ગમે તેમ થાય, હું તો જઇશ અને આ દુનિયામાં ઇજ્જતથીજ રહીશ. કદાચ કાંઇ વિઘ્ન આવશે તો એક દિવસ મારે પોતાને હાથે આ જીંદગીનો અંત લાવીશ પણ લેડી ડાક્ટર થઇશ.

હલીમા ઘેર પહોંચી અને પોતાના બાપને આ બધી હકીકત કહી સંભળાવી. ત્યાં તેની મા પણ હાજર હતી. મીસ સાહેબની સલાહ જાહેર કર્યા બાદ કહ્યું કે, જ્યારે તમે મને આટલું ભણાવી છે ત્યારે આટલી બીજી રજા આપો. ચાર વરસ વીતી જતાં કંઈ વાર લાગતી નથી. હમણાનીજ વાત છે કે, હું ડાકણની પેઠે મોઢું ખરાબ કરી મહોલ્લાઓની છોકરીઓ સાથે રમતી ફરતી હતી જ્યારે આજે તમે મને આ હાલતમાં જોઈ રહ્યા છો. આવીજ રીતે ચાર વરસ જોત જોતામાં નીકળી જશે. હલીમાએ જેવી આશા બાંધી હતી તેવીજ રીતે આદીલખાન પોતાની છોકરીની આવી હીંમત પર એકદમ ગુસ્સે થઇ ગયા અને કહ્યું કે, "હા હવે આટલું બીજું બાકી રહી ગયું છે કે, તું આમ અમારૂં નાક [illegible]ાવી કપાવે. અમે પહેલાથીજ તારે વાસ્તે અમારા કુટુંબીઓને મ્હો [illegible]ડવા જેવા રહ્યા નથી. જ્યાં જઇએ ત્યાં માણસો અમારી તરફ આંગળીઓ બતાવે છે." આ સાંભળી હલીમા બોલી " પિતાજી અત્યારે મારી મા પણ સામે ઉભેલાં છે તે પણ કાન ઉઘાડીને સાંભળી લે. હલીમા હવે બચ્ચું નથી. પોતાનો નફો અને નુકશાન સારી પેઠે સમજે છે. હું પોતે મારી મુખત્યાર છું. હું સમજી ચૂકી છું કે, હું આ દુનિયામાં બીજાની મહોતાજ થઈને જીંદગી ગાળવા પેદા થઈ નથી પણ બીજાઓને મદદ કરવાને આ દુનિયામાં આવી છું. તમે કુટુંબ કબીલાની પરવા કરશો નહિ, પાસે પૈસો હશે તો બધા સગાં બની જશે નહિતર કોઇ થુંકશે પણ નહિ. તે લોકો જાહિલ છે તેથી જમાનાના ફંદામાં ફસાયેલા છે અને તેથી "તે લોકો તમારી હાલત એમના કરતાં સારી થયેલી જોવાને ઇચ્છતા નથી. તમને કોઇ દીકરો નથી, ત્યાં હું ચાહું છું કે, જેટલું સુખ એક

લાયક દીકરાથી તમને મળે તેટલુંજ સુખ મારાથી મળી જાય. કાલે હું ડૉકટર થઇને આવીશ ત્યારે મોટી મોટી અમીરજાદીઓ મને મળવાને આવશે અને રૂપિયા પૈસાની કંઈ ખોટ રહેશે નહિ. તે વખતે હું તમોને પૂછીશકે, કયા કયા સગા સંબંધીઓ મારાથી નફરત કરે છે? આટલું કહ્યા છતાં પણ જો કદી તમો જીદ કરશો તો હું તમોને સાફ સાફ કહી દઉં છું કે, તમો આ નાલાયક દીકરીનું મોઢું આ દુનિયામાં હવે પછી જોવા પામશો નહિ. ખુલાસો એજ કે, આ ઘેરથી હલીમાખાનમ આગ્રે જશે અથવા કફન પહેરી કબ્રસ્તાન સીધાવશે, ત્રીજી જગા કોઈ પણ નથી. ” આટલું કહી હલીમાખાનમ માના ગળે વળગી પડીને રડવા લાગી. માનું દીલ એવું પકકું ક્યાં હતું કે, તે ન રડે ! આ જોઇ બાપની આંખોમાં પણ આંસુ આવી ગયાં. દશ મીનીટ સુધી તો બધા ચૂપચાપ રહ્યા. આખરે હલીમાની માએ આદીલખાનને કહ્યું કે, “ તમે આ વાતમાં જીદ ના કરો. ખુદા પર ભરૂંસો રાખીને હલીમાને રજા આપો. રખેને આમાંજ આપણી બહેતરી સમાયેલી હોય ! આપણી બદનામી તો જાહેર છેજ ” આદીલખાને રાજી થઇ જઇને કહ્યું—“સારૂં બેટી, મારા તરફથી તમોને રજા છે ” હલીમા ખુશ થઇને મીસ સાહેબની પાસે દોડી અને આ ખુશ ખબરી કહી સંભળાવી. મીસ સાહેબે, હલીમાખાનમ, તારા બાઇ અને મીસ રોશન મસીહ, એ ત્રણ છોકરીઓના માટે ભલામણ કરી અને રાજ્ય તરફથી થોડા દિવસમાં મંજુરી પણ આવી ગઇ. અને હુકમ થયો કે, આ ત્રણ છોકરીઓને એક અઠવાડીઆની અંદર આગ્રે મોકલી દેવી. આદીલખાને હલીમાખાનમની જવાની તૈયારીઓ કરવા માંડી. તેનાં કપડાં સીવડાવ્યાં, બીસતરો અને પેટી જુદાં કરી દીધાં. તે એવી રીતે કે, જાણે છોકરીને આ બધો સામાન

આપીને સાસરે મોકલતા હોય! મુકરર કરેલા દિવસે ત્રણે છોકરીઓ એક માણસની સંભાળ નીચે આગ્રે પહોંચી ગઇ અને આગ્રા ફીમેલ મેડીકલ સ્કુલમાં દાખલ થઈ ગઇ. પાછળથી આદીલખાન પર તેમના કુટુંબીઓએ ઘણા તાણાં તસલાં માર્યાં અને ઘરની બહાર પણ નીકળવું મુશ્કેલ કરી દીધું. પણ આદીલખાને તો પોતાનું દીલ પહેલેથી મજબુત કરી લીધું હતું. તેથી કોઇની પણ વાત સાંભળી નહિ. આખરે બધા થાકીને ચુપ થઈ ગયા અને વાત ગઇ ગુજરી થઇ ગઇ.



## પ્રકરણ ૩ જું.



### આગ્રા મેડીકલ સ્કુલ.



મેડીકલ સ્કુલના બોર્ડિંગમાં હલીમાખાનમને આર્યસમાજની છોકરીઓની સાથે રહેવાને જગા આપવામાં આવી. સબબકે આખી મેડીકલ સ્કુલમાં ઘણું કરીને ઇસાઇ છોકરીઓ હતી અથવા આર્ય હિંદુ. બાકી બસો છોકરીઓમાંથી આ એકલી અને પહેલી મુસલમાન છોકરી હતી, જે આ સ્કુલમાં દાખલ થઈ હતી. તેથી તેને ઘણીજ તકલીફો બરદાસ કરવી પડી. દાખલા તરીકે પોતાનું પાણીનું માટલું ભંગીઅણની પેઠે એક ખૂણામાં રાખવું પડતું હતું, અને જરૂરતના વખતે કોઇ છોકરી દુરથી તેના લોટામાં પાણી રેડી દેતી હતી. આવીજ રીતે ખાવાનું પણ ચાલતું હતું. એકજ રસોડામાં બધાનું ખાણું રાંધવામાં આવતુ હતું અને એકજ કલાળાની શેકેલી થોડી કાચી રોટલીઓ

અને ચણાના આટાનું શાક અથવા લીલી ભાજી જેમાં મરચાનાં બીજ આખાંને આખાં પાણીની ઉપર તરતાં હતાં. તે આને પણ મળતાં. એક દિવસ હલીમા ભૂલથી રસોડાના દરવાજા સુધી ચાલી ગઈ. રસોઇ કરનાર બાઇએ બોર્ડિંગની બધી છોકરીઓને કહી દીધું કે, આજે પેલી મુસલમાન છોકરી આપણા ચૂલા સુધી પેશી ગઇ હતી. બસ હવે શું પૂછવું? આખી બોર્ડિંગમાં ખળભળાટ થઇ ગયો. તમામ છોકરીઓએ તે દિવસે ખાધું પણ નહિ અને લેડી સુપ્રી. મીસ રૌઝબરી પાસે રિપોર્ટ કર્યો. તેમણે હલીમાને પોતાની પાસે બોલાવીને બધી હકીકત પૂછી. તેણે સઘળો હાલ કહી સંભળાવ્યો. કે હું તેમના રસોડાના દરવાજા સુધી જવાની તો ગુન્હેગાર છું. મીસ રોઝબરીએ તેને કહ્યું કે તમે ઇસાઈ છોકરીઓની સાથે કેમ રહેતાં નથી? તમારી ઓખાતજ એવી છે કે, તમારી સાથે આવું વર્તન થાય. કારણકે, તમે પણ તેઓમાંજ ભરાઓ છો અને તેઓ તમારાથી નફરત કરે છે. તમને ખબર નથી કે, મુસલમાન અને ઇસાઇમાં કેટલું પાસેનું સગપણ છે! જ્યાં મુસલમાની રાજ છે ત્યાં જઇને જોશો તો ખબર પડશે કે, મુસલમાનો અને ઇસાઇઓ એકજ ટેબલ ઉપર બેશીને ખાણું ખાય છે માત્ર હિંદુસ્તાનનાજ મુસલમાનો પોતાના પાડોશીઓની દેખાદેખીએ પોતે પણ ઇસાઇઓથી દુર રહેવા લાગ્યા. આ બધી અક્કલની ખામીની વાત છે નહિતર અમારૂં તો એવું કહેવું છે કે, જે આપણાથી એક તોલો નફરત કરે, તેનાથી તમે એક શેર નફરત કરો. હલીમા મીસ સાહેબનું લેક્ચર સાંભળતી રહી તે એક હિંદુ રાજાની રૈયત થઇ ત્યાંનાજ હવાપાણીમાં મોટી થઇ હતી તેથી તેને આવી ટેવ પડી ગઇ હતી. એ બીચારીને એટલી પણ ખબર નહોતી કે, ધર્મ કોને કહે છે! પણ તેણે એટલુંજ કહ્યું કે,

સાહેબ કૃપા કરી મને એક જુદી કોટડી આપો કે જેથી હું મારૂં ખાણું પોતે રાંધી લઉં. મીસસાહેબે આખરે તેનો આજ ઇન્તેજામ કરી દીધો. હલીમાને તો આવી બલાઓથી નજાત મળી અને બેફીક્રીથી પોતાના અભ્યાસમાં મસરૂફ રહેવા લાગી.

વાંચકો! હલીમાખાનમના શોખ અને હુશીઆરીથી વાકેફ થઇ ચૂક્યા છે તેથી તેઓ આ વાત સાંભળીને તાજુબ થશે નહિ, કે આ છોકરીએ પોતાની હુશીઆરીનો સિક્કો આ સ્કુલમાં પણ જમાવી દીધો અને માસ્તરોની નજરમાં પણ તેની આબરૂ વધવા લાગી. તેના ક્લાસની છોકરીઓ તેની ખુશામત કરવા લાગી, કેમકે પ્રોફેસરો જે વખતે શરીર તત્વના ઉપર લેકચર આપતા ત્યારે, છોકરીઓને તેની નોંધ નોટમાં કરી લેવી પડતી અને યાદ કરવું પડતું. અહીંઆ એવી સ્થિતિ હતી કે, બધી છોકરીઓ રોમન અથવા હિંદી લખનાર હતી. તેથી તેઓ લખી શકતી નહોતી. હલીમાખાનમ ઉર્દુ લખનાર હતી. ( જે પોતે શોર્ટ હેન્ડ છે ) તેમાં બધું લેકચર લખી લેતી. જ્યારે રજા પડતી ત્યારે બધી છોકરીઓ તેની કોટડીમાં જતી અને લેકચર લખાવવાને હલીમાની ખુશામત કરતી. હલીમાએ આ બાબતમાં ઘણુંજ તારીફ લાયક કામ કીધું અને દરેકને સારા રીતે લખાવતી અને જે વાત જેની સમજમાં ન આવતી તેને દશ દશ વખત બતાવવા પણ પાછી પાની કરતી નહિ, જેનો નતીજો એ થયો કે, હલીમા આખી સ્કુલમાં પ્યારી થઇ પડી. એક વખતે પ્રીન્સીપાલે લેડી સુપ્રી.ને હુકમ કીધો કે, છોકરીઓ ઘણોજ અભ્યાસ કરે છે અને રાત્રે થોડીજ ઉંઘ લે છે તેથી મને ડર છે કે તેમની તંદુરસ્તીમાં ખલેલ ન આવે! માટે તેમને રાત્રે નવ વાગ્યે જબરજસ્તીથી સુવાડી દેવી જોઇએ. માસ રોઝબરીએ હુકમ કીધો કે, જો કદી કોઇ છોકરી પોતાની કોટ-

ડીમાં નવ વાગ્યા પછી દીવો બળતો રાખશે તો તેને સ્કુલમાંથી ડીસમીસ કરવામાં આવશે. આ હુકમથી બધી છોકરીઓ રાત્રે નવ વાગ્યે દીવો ઓલવી ઉંઘી જતી પણ હલીમાથી આ હુકમનો અમલ થઇ શક્યો નહિ. તેણે આ કામમાં ઘણીજ ચાલાકી કરી કે નવ વાગ્યે જ્યારે બધી છોકરીઓ ઉંઘી જતી. ત્યારે મીણબતી સળગાવીને જાજરૂમાં લઈ જતી અને ત્યાં બે બે કલાક બેસીને પોતાનું લેસન યાદ કરતી. કદાચ રાત્રે મીસ રોઝબરીને અજવાળું માલુમ પડતું તો તે એમ ખ્યાલ કરતી કે, કોઇ છોકરી જાજરૂ ગઇ હશે એમ માની ચાલી જતી. આવી રીતે બરાબર છ મહિના કામ ચાલ્યું જ્યારે વાર્ષિક પરિક્ષામાં પરિક્ષકોએ જોયું કે, શરીર તૃત્વની પરિક્ષામાં હલીમાખાનમ આખી સ્કુલમાં પહેલો નંબર રહી અને સેન્ટ પરસેંટ માર્ક લીધા ત્યારે તે લોકોની અજાયબીનો પાર રહ્યો નહિં આખરે મીસ રોઝબરીએ હલીમાને ફોસલાવીને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે, હું રોજ રાત્રે જાજરૂમાં જઇને વાંચતી હતી. આથી પ્રોફેસરોમાં ઘણીજ હસાહસ થઇ પડી અને તેના શોખની હર જગાએ ચર્ચા થવા લાગી, તે એટલે સુધી કે, વિલાયતના મેડીકલ જરનલમાં પણ કોઇએ લખી દીધું કે, ઇન્ડીઆમાં એક મહોમેડન લેડીને વાંચવાનો એવો શોખ છે કે તે જાજરૂમાં પણ ચોપડી સાથે રાખે છે. બીજે વરસે તો હલીમાને પેલી આર્ય છોકરીઓ સાથે દોસ્તી થઈ ગઈ કે જેઓ પહેલાં લઢેલી હતી. તેઓ રાતદિવસ ભેગી રહેતી અને લેસન કરતી અને તેમના તહેવારોમાં ભાગ લેતી અને તે એટલે સુધી કે, કોઇ બહારનો માણસ એમ ન કહી શકે કે આ મુસલમાન છે.

હલીમાખાનમે પોતાનો અભ્યાસ સાડા ત્રણ વરસમાં પૂરો કર્યો. છેલ્લી પરિક્ષા ઘણીજ ફતેહમંદી સાથે પસાર કરી. આદીલખાનને

જ્યારે ખબર પડી કે, મારી દીકરી ઉંચા નંબરે પાસ થઇ છે ત્યારે તે ઘણોજ ખુશી થયો. ખુશાલીમાં એક મોલુદશરીફ કરી પણ તેમાં એક પણ મુસલમાન શરીક થયો નહિ. કારણકે કાજીઓએ પહેલાં-થીજ ફતવો આપી દીધો હતો કે, તે મીઠાઇ જે ડાકટરીમાં પાસ થવાની ખુશીમાં વહેંચવામાં આવે તે ખાવી શરીઅતની રૂએ હરામ છે.

---

# પ્રકરણ ૪ થું.

## લેડી ડાકટર હલીમાખાનમની નોકરી.

જ્યારે હલીમાખાનમ પાસ થઇને ધરમપુરમાં આવી ત્યારે રાજે તેને રૂ. ૭૦, સીતેરની જગો જનાના હોસ્પીટાલમાં આપી અને હુકમ આપ્યો કે, તમારે આસિ. સરજન દીનાનાથના હાથ નીચે કામ કરવું. હલીમાખાનમે ચાર્જ લેતાંજ પોતાની કાબેલીયત બતાવવી શરૂ કરી. બીમારોનો ઇલાજ ખાસ ધ્યાનથી કરતી. હોસ્પીટાલમાં જે દરદીઓ આવતા તેમનો પહેલાં હાલ હેવાલ પૂછતી અને પછી તેમને તપાસતી અને છેવટે તેમની દવા લખતી. અગર કોઇ દરદી ગરીબ હોય તો તેને ઘેર પોતે જતી અને તેની સ્થિતિની ખબર પૂછતી. આનું પરિણામ એ આવ્યું કે, શહેરના ગરીબોના મોઢેથી દુવા નીકળવા લાગી અને થોડાજ દિવસમાં તેની ખ્યાતી આખા શહેરમાં ફેલાઇ ગઇ ફક્ત મુસલમાન લોકો તેને કુફરનો ફતવો આપી દુરજ

રહ્યા, આથી હલીમાને પણ તેઓથી નફરત થવા લાગી અને તેણે તેમને ત્યાં આવવું જવું અને ખાવું પીવું બધું બંધજ કરી દીધું. બેશક હિંદુની કેળવાએલી પાર્ટી તેની કદર કરતી. અને હિંમત વધારતી હતી અને તેથી તે પણ તેમને ત્યાં વધારે આવજા કરતી અને તેની નજરમાં પણ આજ કોમ સારી અને નેક મઝહબી જણાતી.

લોકોના કહેવા સાંભળવા પરથી આદીલખાને એક દિવસે દીકરીની સાથે વાતચીતમાં કહી દીધું કે, હલીમા બેટા, હું ચાહું છું કે, તમારી શાદી આપણા કુટુંબના કોઇ છોકરા જોડે કરી દઉં. હલીમા ખાનમ આ સાંભળી ક્રોધે ભરાઈ અને પોતાના પિતાને ચોકખું કહી દીધું કે, "જુઓ હવે પછી મારી સાથે આ વાત કરશો નહિ. હું સાફ કહી દઉં છું કે, મારો ઇરાદો મારી મીસ્ટ્રેસ મીસ રોઝબરીની માફક મખલુકની તાબેદારી કરવાનો છે નહીં કે આવા ઝગડામાં ફસાવવાનો! બીજું જો કદી મારો આવો ઇરાદો હોય તો શું તમે એમ ધારો છો કે હું એવા ગમાર અને જાહીલથી શાદી કરીશ કે જેને હું મારા નોકર તરીકે પણ ન રાખું!" આદીલખાને તે દિવસથી આ વાતની ચર્ચા મુકી દીધી અને પછીથી શાદીનું નામ પણ ન લીધું.

---

## પ્રકરણ ૫ મું.

---

### આર્યસમાજની કારરવાઇઓ.

---

આ સમાજનો મામુલી જલસો ધરમપુરમાં દર અઠવાડીએ થતો હતો. પણ એક દિવસ જ્યારે જલસો ખતમ થઇ ગયો અને સમાજના

ખાસ ખાસ મેમ્બરો જેવા કે દીવાન લાલા મનોહરલાલ, સીટી મેજીસ્ટ્રેટ ગોપીનાથ બી. એ. એજ્યુકેશનલ ઇન્સપેક્ટર શંકરસિંહ, એમ. એ. જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ જવાહીરલાલ, અને આસિસ્ટંટ સરજન ડોકટર દીનાનાથ બેસીને કંઇક ખાનગી વાતો કરતા હતા. તેમાં નીચે પ્રમાણે વાત ચાલવા માંડી.

લાલા મનોહરલાલ—( દીનાનાથ સામું જોઇને ) કહો ડાકટર સાહેબ! આજકાલ તો આપની લેડી ડૉકટર હલીમાખાનમનો શહેરમાં ડંકો વાગે છે જ્યાં જુઓ ત્યાં તેનાજ ઇલાજની ચર્ચા છે.

દીનાનાથ—ધર્મથી પૂછો તો તે પણ વખાણને પાત્ર છે અને એ બિચારીને કામ કરવાની હોંશ પણ ઘણીજ છે.

ગોપીનાથ—ઇશ્વરની ગતિ તો જુઓ! જ્ઞાનવંતી સ્ત્રીએ ક્યાં મુસલમાનના ઘેર જઇ જન્મ લીધો છે અને મુર્ખાઓમાં જઇ ફસી છે?

શંકરસિંહ—જો તે અમારામાં હોત તો કેટલું સારૂં થાત? તે સમાજને કેટલી ઉપયોગી થઇ પડત!

જવાહીરલાલ—પરંતુ હું જોઉં છું કે, શહેરના મુસલમાનો તેનાથી સખત નફરત કરે છે.

ભૈરવલાલ—અરે એ પોતે પણ મુસલમાનોની સુરતથી ક્યાં ખુશી છે?

દીનાનાથ—હા, છે તો તેમજ.

મનોહરલાલ—અરે યારો! જ્યારે આવો મામલો છે તો શા માટે શુદ્ધ કરવા ચુકો છો! સબબકે, બન્યો બનેલો મામલો છે.

ગોપીનાથ—એ કામ તો અમારા ડોકટર દીનાનાથ સાહેબનું છે કેમકે તે એમનાજ હાથ નીચે કામ કરે છે અને એમનાજ મકાનની પાસે રહે છે, વળી એમનીજ સોબત વધારે છે. ડાકટર સાહેબના પિતા

અને તેમના ભાઇ પણ તેને ઘેર આવ જા કરે છે અને એ બેની વચ્ચે ઠીક છે.

મનોહરલાલ—( દીનાનાથને ) અરે ડાકટર સાહેબ ! ત્યારે તો આ ધરમનું કામ આપ પોતેજ કરો. પણ જોજો વાર લગાડવી જોઇએ નહિ. યુક્તિ હું આપને બતાવું છું. સૌથી પહેલાં તેને આપણે ત્યાંના મહાશય ધરમપાલ જેવા સંત પુરૂષની ચોપડીઓ જે તેમણે મુસલમાની મતના ખંડનમાં લખી છે તે વાંચવા આપજો. એવી ચોપડીઓ વાંચવાથી ઇસ્લામપરથી એનું મન ફરી જશે. પછી તેને સ્વામીજીની ચોપડીઓ વાંચવા આપજો અને તે પછી તેનું મન તપાસજો કે તેમાં શું ફેરફાર થયો છે ?

દીનાનાથ—બધું તો થયું, પણ જ્યારે પરણવાનો સવાલ આવશે ત્યારે તેના વાસ્તે શું બંદોબસ્ત કરો છો ?

મનોહરલાલ—અરે, તેં ભલે પૂછ્યું. તમે બેઠા છોવને? તમે જો રાજી હશો તો તમારા પિતાશ્રીને હું મનાવી લેવાનો કરાર કરૂં છું કારણકે તેની સુરત તમારા જેવી છે.

દીનાનાથ—અરે ખૂબસુરતીને શું કરવી છે. તેની ચાલચલણ, તેનું કામ અને મીજાજ જોવા જોઇએ. ઉપરાંત તેની બુદ્ધિ ઉપર ફીદા થવું જોઇએ. ચામડું જોવું તેતો ચમારનું કામ છે. વૈદીક ધર્મના તરક્કી કરવા અમે અમારૂં બધું કુરબાન કરવા તૈયાર છીએ.

ગોપીનાથ—ધન્ય છે ડાકટર સાહેબ ! મારૂં દીલ અંદરથી ગવાહી પુરે છે કે, આપ આ વાતમાં જરૂર ફતેહમંદ થશો. કારણકે ધરમપુરમાં ઇશ્વરની કૃપાથી એવો કોઇ મુસલમાન નથી જે અમારા કાર્યો વચ્ચે આડો આવે ! અને જાહીલ લોકોને દબાવી દેવા તેમાં શું ? થોડાક લોકો કાજી કુટુંબમાં છે જે કાંઇ સમજે છે પણ તે જુની

ફેશનના છે એટલે તેઓ તેને પહેલાંથીજ કાફર બનાવી હડી ગયા છે.

શંકરસિંહ—એટલું ખાસ ધ્યાનમાં રાખજો કે, જ્યાં સુધી બધું કામ પુરૂં ન થાય ત્યાં સુધી જરા પણ વાત બહાર કાઢશો નહિ. કારણકે; એ લોકોમાં પણ એવો ફીરકો પેદા થઈ ગયો છે કે જે અમને ફતેહમંદ થવાજ નથી દેતો. આ ફિરકો સૈયદ એહમદખાનના ચેલાઓનો છે. આ અલીગઢીઆ બીલકુલ બલાના બનેલા છે કેમકે જ્યાં એક પણ પહોંચી જાય છે કે ધુમ મચાવી દે છે. તેથી ઘણોજ ડર રહે છે કે જરા પણ ઇશારો બહાર ગયો કે બધું કામ બગડવાનુંજ.

દીનાનાથ—અરે સાહેબ એ લોકોનું અહીંઆ શું કામ છે? આતો બન્યું બનાવ્યું કામ તૈયાર છે તેથી અમને બેફીકરી છે. નહિતો આપનું કહેવું સાચુંજ છે કે કામ વધારે કરવું અને બોલવું થોડું. પણ કમનસીબે અમારી પાર્ટી એટલો તો ઘોંઘાટ મચાવી દે છે કે, દુશ્મનં હુશિયાર થઇ જાય છે. શુદ્ધિ સભાઓને જુઓ કે, જ્યાં એક માણસ હજુ શુદ્ધ થયો નહિ કે આ લોકો જમીનને માથે ઉઠાવી લેછે અને તે માણસને માથે ઉઠાવીને ફરે છે. જેનો નતીજો એ થાય છે કે, દુશમન પણ જોરમાં આવી જાય છે. અને પોતે પણ કામ કરવા લાગી જાય છે. અમારા એકના બદલે દશ કરીને પછી પોતે દમ લે છે અને વળી ઘોંઘાટ પણ નહિ.

મનોહરલાલ—આ આપ બીલકુલ સાચું ફરમાવી રહ્યા છો. હું એક વખતે મારા દોસ્ત જાવરાના દીવાન જોડે વાત કરતો હતો ત્યાં મેં વાત કરી કે, અમારી શુદ્ધિ સભા ઘણુંજ સારૂં કામ કરી રહી છે ત્યારે તેણે તોછડાઇથી કહ્યું કે, હજરત અમારા ઘેરેઘેર શુદ્ધિ સભા છે. એક સાધારણ મુસલમાનની સ્ત્રી પણ પોતાની જીંદગીમાં બેચારને મુસલમાન બનાવી લે છે. અમારે ત્યાં દરેક મસજીદમાં જુમ્માને દિવસે

બેચાર કલમો પઢીને બહાર નીકળે છે પણ અમે જરા પણ શોર કરતા નથી. આની સાબીતીના વાસ્તે આપ આવતા વસ્તીપત્રકના દિવસે જોઇ લેજો કે, આપની શુદ્ધિ સભાઓથી કેટલું કામ થયું છે, અને અમારા તરફથી કેટલું થયું છે.

દીનાનાથ—ખેર, સાહેબ, આપ લોકો બીલકુલ બેફીકર રહેજો, કામ ઘણુંજ હુશીઆરીથી થશે અને કોઇને કાનો કાન ખબર પણ પડશે નહિ જ્યારે તીર નિશાનપર વાગી જશે ત્યારેજ દુનિયાને ખબર પડશે.

જવાહીરલાલ—પણ આપણે એટલું તો કરવું જોઇએ કે, હવે આપે ખાસ તોર પર લેડી ડાકટરથી મળવું જોઇએ અને તેની સાથે અક્કલ હોશીઆરીની વાતો કરવી જોઇએ. જેથી કરીને તેના મન ઉપર આપણી અસર સારી થાય. કારણકે પોતાના મજહબને, અને કુટુંબને છોડવો તે કાંઈ નાની સુની વાત નથી. આ કામ તો ત્યારેજ થઇ શકે છે કે, જ્યારે તેના દીલમાં બીજા તરફથી સજ્જડ અસર થઇ જાય.

તે પછી જલસો બરખાસ્ત થઇ ગયો અને નમસ્તે, નમસ્તે, કહીને બધા લોકો પોતપોતાના ઘર તરફ ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

## ડૉક્ટર હલીમાખાનમની શુધ્ધની તૈયારીઓ.

હવે તો હલીમાખાનમને ખાસ તોરપર ભણાવવી શરૂ થઇ ગઇ. ડોકટર દીનાનાથ સાહેબની મહેરબાનીઓનો કાંઈ પાર રહ્યો નહિ.

બીલકુલ પવિત્ર માણુસ બનીને તેને ત્યાં જતા. એમના ઘરડા બાપ તો સમાજના સેક્રેટરી હતા અને દગા ફટકામાં હુશીઆર હતા, તેમને જ્યારે ખબર પડી કે, વૈદીક ધર્મમાં એક માણુસનો વધારો થવાનો છે, તો તેમણે પણ આમાં ખાસ કરીને ઘણુંજ કામ કરવા માંડયું. ખાસ કરીને રાત્રે હલીમાખાનમના મકાનમાં બેસતા અને ફરમાસ કરતા કે આગ્રાની સ્કુલની જો કદી ભજન મંડળીનું કોઈ ગીત યાદ હોય તો સંભળાવો. જ્યાં જરાપણ આભડછેટનો સવાલ આવતો ત્યારે કહેતા કે, એ તો અમારા બ્રાહ્મણોએ એક ઝગડો નાખી દીધો છે નહિતર અમે અને તમે બધા એક છીએ અને આની સાબીતીમાં હલીમાના હાથનું પાન પણ લઇ લેતા અને પાણી પણ પી લેતા. આસ્તે આસ્તે વાત એટલે સુધી વધી ગઈ કે, ઘણી વખત હલીમા ખાનમના હાથની રાંધેલી બીરયાની પણ છાનીમાની ખાઇ લેતા. કારણ કે સમાજમાં તો માંસ નહિ ખાવા માટે લેકચર આપવા પડતાં. જ્યારે હલીમાથી સેળભેળ ઘણું થઇ ગયું; ત્યારે તેના વિચારપર કાબુ જમાવવો શરૂ કરી દીધો. દીવાનાને વધુ દીવાનો બનાવી દેવો અથવા ઉંડી ખાઇમાં નાખી દેવો કાંઇ મુસ્કેલ નથી. તેવીજ રીતે હલીમા ખાનમની આખી જીંદગી તેમની સાથે સોબતમાં ઉછરી હતી, અને પોતાના મઝહબથી તે જરાપણ વાકેફ નહોતી. જે માણસોને તે જોતી તે બનતા સુધી ખરાબ હાલતના હતા તેથી તે એમજ વિચારતી કે, મુસલમાની અને ઇસ્લામ આનુંજ નામ છે! અને તેથી તેની એ હાલત હતી કે કોઇપણ મુસલમાનને જોતી તો તેનાથી મોઢું ફેરવી લેતી. તેનું કારણ એ હતું કે, ત્યાંના મુસલમાનોએ તેને સતાવવામાં પાછીપાની કરી નહોતી. તેથી એ પણ દુરસ્ત હતું કે, આ તેઓથી મોઢું ફેરવે. હલીમાખાનમને સત્યાર્થપ્રકાશ વાંચવા દેવામાં આવ્યું.

ધરમપાળે ઇસ્લામના ખંડનમાં અને ઇસ્લામ છોડવાના સંબંધમાં જે કંઇ લખ્યું હતું તે બધું વાંચવામાં આવ્યું. અને મોઢેથી લેક્ચરો પણ આપવામાં આવ્યાં. આખરે હલીમાના દીલ ઉપર ઇસ્લામ મઝહબ વાસ્તે એ અસર થઇ કે, એ મઝહબ લુટારાઓનો છે અને જેહાદ તેઓની લુટમાર છે બીજાઓની વહુ દીકરીઓને જબરાઇથી પકડી લઇ જવી અને ગુલામ બનાવી દેવી, તેમજ ખુનરેજી અને બેરહેમી તેમની પાસે સવાબ છે અને તેના પેગમ્બર ચાલબાજ ( નઉઝોબિલ્લાહ ) અને એશપસંદ હતા વિગેરે વિગેરે. આના મુકાબલામાં વૈદીક ધર્મનું ચિત્ર તેને એવી રીતે રંગીને બતાવવામાં આવ્યું કે, તેને એમજ લાગ્યું કે, વૈદીક ધર્મ સાચો અને પહેલાંથીજ છે અને તોહીદથી તેમજ બધી ખુદાઇ હકીકતથી ભરેલો છે. રેલ્વે, તાર, ગ્રામો-ફોન, સ્ટીમર બધી ચીજો આમાંથીજ નીકળેલી છે. પહેલાં આખી દુનિયા ઉપર આર્ય રાજ્ય કરતા હતા. અને તેમનામાંથીજ. બગડીને બીજા ધર્મો બની ગયા. વચમાં હિંદુઓએ વેદના ખરા ભાવાર્થ ન સમજવાથી કંઇનું કંઈ કરી દીધું અને મુસલમાનોએ આવીને તેમ-નામાં દરેક જાતની બુરાઇઓ ફેલાવી દીધી. અત્યારે જેટલી બદીઓ તેમનામાં ( હીંદુઓમાં ) જોવામાં આવે છે, તે બધી મુસલ-માનો અરબસ્તાનથી લઇ આવેલા હતા. તે બધી બદીઓ આ લોકોની સાથે રહીને મુસલમાનોએ તેમને આપી દીધી. વાંચકો! હવે જોઇ શકે છે કે, આવી હાલતમાં હલીમા જેવી ઠરેલ મીજાજ અને ઉદાર દીલની સ્ત્રી પોતાના મઝહબને છોડી દે એ કંઈ નવાઇ જેવી વાત નથી. કેમકે આ સ્ત્રીને કુદરતે આજાદી અને ખુદમુખત્યારી એવી ફ્યાજીથી આપેલી હતી કે, તે નાનપણથીજ કહેતી હતી કે, સાચી વાતને પક-ડવા અને જુઠી વાતને છોડી દેવામાં કાંઇ રસમ, રિવાજ અને

સગપણની કંઈ પરવા કરવી ન જોઇએ. વળી અધુરામાં પુરૂં હવે તો તે કોઇની મોહતાજ પણ નહોતી. બીજાઓ તેની મદદમાં તૈયાર છે. એવી વાત તેના મગજમાં ઠસાવી દેવામાં આવી છે. ટુંકામાં એટલુંજ કે, આટલી બધી મહેનતના અંતે એક રાત્રે બધા કામથી છુટી થવા બાદ લેડી ડાકટર હલીમાખાનમ અને ડાકટર દીનાનાથ વચ્ચે નીચે મુજબ સાફ સાફ વાત થઇ.

દીનાનાથ—કહો ખાનમ સાહેબ? ભવિષ્યની જીંદગી માટે શું વિચાર કીધો? આખર દુનિયામાં તો દુનિયાની માફકજ રહેવું પડશે, અને અરસપરસની મુલાકાત અને હમદર્દીની તો ઘણીજ જરૂરત પડે છે. આપના પિતાજીની વૃદ્ધાવસ્થા છે. ખુદા ન કરે અને એ જો આજે ગુજરી જાય, તો કાલે તમારા ધર્મવાળાઓની તો તમને ખબર છે કે, જો કદી તેમને શરેહ પ્રમાણે કરવાનું કહેવામાં આવે તો તે સૌથી પહેલાં તમનેજ મારે. હું તો તમારા સારા વાસ્તેજ કહું છું. આપની મુશીબત અને ખાસ કરીને આપની ભવિષ્યની મુશીબત મારાથી તો જોઈ શકાશે નહિ. તેથી હું આપને અરજ કરૂં છું કે, દીલ મજબુત કરીને કોઇ મુસલમાનની સાથે લગ્નની ગાંઠમાં બંધાઇ જાઓ. પણ એટલું તો માલુમ હશેજ કે, આ કામ કરતાં વેંતજ આપને એક અંધારી કોટડીમાં કેદ કરી દેવામાં આવશે કે જ્યાં વાસ લેવા માટે પણ તાજી હવા મળવી મુશકેલ થઇ પડશે અને ઘંટી અને ચુલો આપના હંમેશના સાથી થશે. આ મુશીબતોને આપે બીલકુલ ધીરજથી ખમવી જોઇએ. કેમકે આપ એજ લોકોમાં પેદા થયાં છો અને તેના વગર બીજો કોઇ ઈલાજજ નથી. તમારી આ પર્વત જેવી જીંદગી કેવી રીતે કપાશે?

હલીમા ખાનમ—ઘણુંજ સારૂં, હું આપની આ નેક સલાહ

અને હમદર્દીના માટે એહશાનમંદ છું. પણ શું આપને માલુમ નથી કે, હલીમાની આ તમામ મુશીબતોને ઇસ્પીતાલની ઝેરની શીશીમાંનું એક ટીપું દુર કરી શકે છે. તેથીજ મારે એ દિવસ કદી પણ જોવો પડશે નહિ.

દીનાનાથ—પરમેશ્વર ન કરે કે, તમારા જેવી અકલમંદ અને કાબીલ સ્ત્રીનો આવો અંત આવે. જો કદી આવીજ વાત છે તો અમે બીજી રીતે તમને મદદ કરવા તૈયાર છીએ. અમે અમારા ધર્મ અને જ્ઞાતિબંધનને તોડવા અને દુનિયાની લાનત મલામત એટલુંજ નહિ પરંતુ બધી મુશીબતો સહન કરવા તૈયાર છીએ. હું ધારૂં છું કે તમો મારૂં કહેવું સમજી ગયાં હશો. અને જો ન સમજ્યાં હો તો. સાફ સાફ સાંભળી લ્યો. જો તમે તમારા બાપ દાદાના ધર્મને છોડી દેવા માગતાં હો અને અમારા સાચા અને જુના ધર્મમાં આવવા માગતાં હો તો તેનો બંદોબસ્ત થઈ શકે તેમ છે અને સાથે સાથે આ ગુલામ ( દીનાનાથ પોતે ) આપની ખીદમતમાં મુકાવા તૈયાર છે. જો એ દિવસ આવે તો કેવું સારૂં થાય ? આપના કદમોથી અમારૂં ઘર ઇરમના મેહેલને પણ ભૂલાવનારૂં થાય.

હલીમાખાનમ—જો આપ મને આટલી બધી મદદ કરવાને તૈયાર છો તો હું પણ દરેક વાતે ખુશી છું.

વાતોવાતોમાં કોલકરાર થઇ ગયા. અને આ ખુશખબરી સમાજના મેમ્બરોને સંભળાવવામાં આવી. તેમાં ખુશાલી ફેલાણી અને તે માટે એક ખાસ સ્પેશીઅલ મીટીંગ બોલાવવામાં આવી. તેમાં એ વિચારવામાં આવ્યું કે હવે શું કરવું જોઇએ અને કેવી રીતે કરવું જોઇએ ? તે સ્પેશીઅલ મીટીંગમાં નીચે મુજબ વાતચીત થઇ.

એક મેમ્બર—હવે શુદ્ધિની ક્રિયા ક્યાં થવી જોઇએ? વાત મુશ્કેલ છે, જાહીલ મુસલમાનો બગડી બેઠા તો પ્રભુ જાણે શું થશે! ખાસ કરીને હલીમાના કુટુંબીઓ ઘણાજ અશુદ્ધ જાહીલ છે. તેઓ મરવા અને મારવા તૈયાર થઇ જશે અને રાજા સાહેબ કહેશે કે, મારા રાજ્યમાં આ લોકો તોફાન ફેલાવે છે.

બીજો મેમ્બર—આપની આ ભવિષ્યની ચેતવણી તારીફને લાયક છે. શુદ્ધિ ક્રિયા અહીં તો થવી ન જોઇએ મારી સલાહ તો એમ છે કે, ઝાંસીની સંદર સમાજમાં આ ક્રિયા થવી જોઇએ. બલ્કે હર દ્વારની સભા કરે તો સારૂં છે.

„ત્રીજો મેમ્બર—આ દહેશત પણ સાધારણ નથી. અરે, ભાઇ ? તમે આ લોકોથી વાકેફ નથી. જ્યારે આ લોકોમાં પર ધર્મનું ભૂત ચઢી બેસે છે; ત્યારે તેમને રોકનાર કોઇ નથી. આમના ભયથી તો મારાં રૂવે રૂવાં ઉભાં થઇ ગયાં છે.

ચોથો મેમ્બર—હું બધાથી જુદી સલાહ આપું છું, અગર પસંદ પડે તો સાંભળશો. બધાથી પહેલાં હલીમાને કહેવામાં આવે કે તે મીશનમાં જઇ ઇસાઇ થઇ જાય અને થોડા દિવસ ત્યાં ગુજાર્યા બાદ અમારામાં પાછી આવે, કેમકે પછી મુસલમાનોને અને અમારે સાચું પૂછો તો લડાઇ થવાનો સંભવજ રહેશે નહિ. અમે તો કહીશું કે, એક ઇસાઇ સ્ત્રી આર્ય થઈ ગઇ. ઉમેદ છે કે, મુસલમાનો ઇસાઇઓને કાંઇ પણ કહેવાના નથી. કારણકે, જો કદી એમની સાથે જરા પણ બોલે તો તે કાયદાનો સ્વાદ ચખાડી દે. બીજું એકે મુસલમાનો શી ખબર કે તેઓ શા માટે અમારા ઉપર ચઢેલા છે. નહિતર આપણે રાત્રિ દિવસ જોઇએ છીએ કે, સેંકડો મુસલમાનો ઇસાઇઓ થાય છે પણ ત્યાં કોઇ કંઇ પણ કહેતું નથી.

પાંચમો મેમ્બર—અરે મિત્રો! શા માટે ધોતીઆં બગાડો છો. શું આજ હિંમતથી જાપાન અને અમેરિકામાં વૈદીક ધર્મનો પ્રસાર કરશો? શું આજ બળથી અફઘાનીસ્તાન અને મક્કામાં હોમનો ઝંડો ચઢાવશો? ત્યાં તો એવા લોકોથી કામ પડશે કે, જે તમોને મારવા તેતો એક નાના ઝાડની ડાળી તોડવા બરોબર ગણે છે.

છઠ્ઠો મેમ્બર—બરાબર છે. આવી પણ નામર્દી શા કામની! હવેતો અહીંઆંજ શુદ્ધિ થવા દો. દીવાન સાહેબ આપણાજ છે, તે લશ્કરને બોલાવી મંગાવશે અને આપણે ખુશીથી ક્રિયા કરીશું. જલસાનો ફોટો ટાઇમ્સમાં મોકલો. અને પેપરોમાં લખો કે, હલીમાખાનમ જેણે વિલાયત જઈ ડાકટરી પાસ કરેલ છે અને અરબ્બી ઘણુંજ સરસ જાણે છે તે પોતાના મઝહબ ઇસ્લામથી તોબા કરીને વેદીક ધર્મમાં આવી છે અને તેનું નામ શ્રીમતી પંડિતાણી ડાકટર લક્ષ્મીદેવી રાખ્યું છે અને બધાએ તેના હાથનો પ્રસાદ ખાધો છે. પછી અમે આના નામથી એક ચોપાનીયું કાઢીશું જેમાં તેના તરફથી આ વાત હશે કે મેં ઇસ્લામ કેમ તજ્યો? વળી એક બીજું લેકચર પણ યાદ કરાવી દઇશું અને જુદી જુદી જગાએ તેનાથી લેકચર પણ અપાવીશું. કે જેથી આવક પણ સારી થશે! ઔરંગજેબ અને મેહમુદના જમાનાનો બદલો અમે આવી રીતે લઇને અમારા દીલ ઠંડાં કરીશું. આ વાત પર બધા રાજી થઈ ગયા. અને એમ ઠર્યું કે, આવતી મીટીંગમાં કોઈ દિવસ મુકરર કરીને ક્રિયા કરી દેવામાં આવે. આ વાતમાં દીવાન સાહેબની મદદની જરૂરત છે એ વાસ્તે એમની પણ સલાહ લેવી. આ પછી જલસો બરખાસ્ત થઈ ગયો અને બધા પોતપોતાને ઘેર ગયા.



# પ્રકરણ ૭ મું.

## ગયબી મદદ.

વાંચકો બધા ફિકરમાં હશે કે, આટલું બધું થયું છે અને જ્યારે થાય છે અને થવાનું છે, ત્યાં સુધીમાં આદીલખાનનું કાંઇ વર્ણન પણ નથી આવ્યું કે તે શું કરે છે ! તેણે પોતે આ વાતની રજા આપી છે; અથવા તેને અત્યાર સુધી કાંઈ પણ ખબર નથી કે શું? એમ તો કદી થતું નથી કે, ઘરમાં જે કંઇ બનાવ બને અને તે ઘરમાં રહેનારને ખબર ન હોય ! આદીલખાન જોકે જાહીલ માણસ હતો પરંતુ ઇમાનના નુરનો પડછાયો તેના દીલમાં મોજુદ હતો. પોતે નમાજ પડતો નહોતો પણ જ્યારે કોઈ પણ નમાંઝીને જોતો ત્યારે તેની ઇજ્જત કરતો. ધર્મની ઉપર વાદવિવાદ કરવાનું જાણતો નહોતો પણ ખુદા અને રસુલનું નામ આવતું કે તરતજ તેની આંખોમાં પાણી ભરાઇ આવતું. આને જ્યારે ખબર પડી કે, તેની દીકરી કે જેના ઉપર તેની આખી જીંદગીનો આધાર હતો તે બીલકુલ હાથથી જાય છે ત્યારે તે ઘણોજ ગભરાયો. કેટલાક દિવસ સુધી તો વિચારમાં ગુંથાઇ ગયો કે તેનું શું કરવું ? આ સ્વતંત્ર અને ભણેલી છોકરીનો રોફ તો તેના ઉપર પહેલાંથીજ એટલો બધો જામી ગયો હતો કે, તેને કાંઇપણ કહેવાની હીંમત ચાલતી નહોતી. આખરે ગભરાટમાં તેને એક યુક્તિ સૂઝી કે, ઝાંસીમાં એક દરવેશ સાહેબ હતા, જેમના ઉપર તેને પુરતું ઇમાન હતું તેની પાસે જઇને દરખાસ્ત કરવી કે, તે શાહ સાહેબ પોતાની દીકરીનું દીલ તેમ કરવાથી દુવા કરીને ફેરવી નાખે. આના સિવાય તેને બીજો રસ્તો સૂઝયો નહિ. અને તેથી આદીલખાન આ ઇરાદાથી ધરમપુરના રેલ્વે સ્ટેશન તરફ ગયો.

આપણી નોવેલ અહીંથી આગળ ચલાવવા પહેલાં હું એક નવા માણસની ઓળખાણ મારા વાંચકોને કરાવવા માગું છું જે આ નોવેલનો હીરો છે.

ફક્ત બે દિવસ આગળ ધરમપુરના રેલ્વે સ્ટેશનપર એક મુસલમાન આસિ. સ્ટેશન માસ્તર તરીકે આવ્યા છે. તેમનું નામ સૈયદ ઇકબાલહુસેન છે. આ માણસ ઘણાજ સારા મિજાજના છે અને અલીગઢ કોલેજના જુના વિદ્યાર્થી છે. તેમનામાં કોમી હમદર્દી અને મઝહબી જોશ એવો હતો કે, જો આપણે એમ કહીએ કે, સર સૈયદની મનશા એવી હતી કે, કોલેજમાં એવા પેદા થાય કે, જેઓ દુનિયામાં જ્યાં જાય ત્યાં એક મોટું ઝાડ બનીને ત્યાંના મુસલમાનોને પોતાના છાંયામાં લઇ લે. કાબીલ બીચારો બી. એ. કે એમ. એ. નહોતો તેમજ વધારે દિવસ કોલેજમાં રહ્યો પણ નહોતો, પણ દીલમાં સાચી કોમી હમદર્દી હતી અને કોલેજની હસ્તી મુસલમાનોના હકમાં સારી સમજતો હતો. કોલેજના નામ ઉપર જાન ફીદા કરતો અને જ્યાં તેનું જરા પણ ચાલતું ત્યાંથી ગમે તેમ કરીને કોલેજના ફંડમાં વધારો કરતો હતો અને જે ઇલાકામાં જતો હતો ત્યાં મુસલમાનોને જગાડયા વગર રહેતો નહિ. જાહીલ અને જુની ફેશનના મુસલમાનોને જગાડવાનો મંત્ર તેને એવો યાદ હતો કે, જ્યાં પગ મૂક્યો કે સંપ થઈ ગયો અને મદરેસો ખુલી ગયો. એમ ઘણી જાતના ફારફેર થતા નજરે પડતા. એનું કારણ અને કહેવું એ હતું કે, કોમની ભલાઇ એમ કદી પણ નહિ થશે કે, અમે કોટ પાટલુન પહેરીને કોમથી પરાયા બનીને દુર નાસીએ અને કોમ અમારાથી દુર નાસે. અમે તેની ખરાબ હાલતથી

નફરત કરીએ અને તે અમારા કોટ પાટલુનને ખરાબ નજરથી જુએ. જ્યારે તેઓ કાંઇ સમજતા નથી ત્યારે અમારી ફરજ છે કે, જેટલું બને તેટલું તે લોકોમાં મળી જઇને સમજાવીએ. તેના દાખલા તરીકે મુક્તિફોજની વાત કહેતા હતા કે, મોટા મોટા ખાનદાની અંગ્રેજો ધોતીઆં પહેરે છે અને મડમો સાડીઓ પહેરે છે. કારણકે તેમના પરદેશી લીબાસથી હિંદુસ્તાની લોકો ભડકીને દુર રહે છે તે ન રહે. તેઓ ખૂબ કામ કરી રહ્યા છે. આવોજ હાલ મીસ્ટર કાબીલનો હતો, કે જ્યાં જતા ત્યાં મજલીસોમાં ગજલો ગાતા, મોહરમમાં મરસીઆ અને નોહા ગાતા અને મોતમાં અને મૈયતમાં શરીક થતા હતા. થોડાજ દિવસોમાં બધા મુસલમાનો તેમની સાથે હમદર્દી કરવા લાગી જતા અને તેથી તેમનો રિફોર્મ શરૂ થઇ જતો. આખર થોડાજ દિવસમાં એ હાલત થતી કે, એ જુના વિચારના માણસો કોન્ફરન્સમાં જતા, કોલેજમાં ચંદો ભરતા અને પોતે પોતાના ગામમાં મદરેસો ખોલી દેતા. ખરાબ રસમો બંધ કરતા. ટુંકમાં એટલુંજ કે, આ કાબીલનું મીશન હતું જે છુપી રીતે કામ કરતું હતું અને કોલેજ વાળાઓને અથવા કોન્ફરન્સવાળાઓને ખબર પણ ન પડતી કે એ શું કરી રહ્યા છે. ખુલાસો એટલોજ કે, આજ કાબીલ સાહેબ સારા નશીબે ધરમપુરના સ્ટેશન પર બદલી થઇને આવી ગયા. હવે સાંભળજો કે તેઓ અહીં શું કામ કરે છે!

આદીલખાન ટ્રેનમાં બેસી જહાંસી જવાને શહેરથી સ્ટેશન ઉપર પહોંચ્યાજ હતા કે ટ્રેન ઉપડી ગઇ. તેથી ગરીબના દુઃખનો પારજ રહ્યો નહિ. તે સ્તબ્ધ થઇ ગયો. તેની આવી હાલતે કાબીલ સાહેબનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું અને તેથી તેમણે પૂછ્યું કે કેમ બડામીયાં તમે રહી ગયા કે?

આદિલખાન—હા બાબુ સાહેબ! મારે તો આજેજ ઝાંસી જવું હતું પણ ખુદા જાણે કીસ્મતમાં શું લખ્યું છે?

કાબીલ—કેમ, ખેર તો છેને? આપનું નામ શું છે? અને ક્યાં રહો છો?

આદીલખાન—જનાબ હું ધરમપુરમાં રહું છું. આદીલખાન મારૂં નામ છે. અને અહીંની જનાના હોસ્પીટલમાં જે બાઇ દાકટર છે; તેનો હું બાપ છું.

કાબીલ—શું લેડી ડાકટર કોઇ મુસલમાન છે? ( દીલમાં ) આ નવી વાત છે. લાવો પુછું તો ખરો કે બાઇ ડાકટર કોણ છે! કેવી છે? અને કેવા વિચારની છે? મેં આજેજ મુસલમાન સ્ત્રીઓના નામ આગળ ડાકટરની અટક સાંભળી છે! અહા! કેવો આનંદ! ( આદીલખાન સાથે ) બડે મીયાં, ચાલો, બેસો, ગભરાઓ નહિ. સાંજની ગાડીમાં બેસાડી દઇશ. ચાલો આરામ કરો અને હુકકો પીઓ.

આદીલખાન—બાબુ સાહેબ, આપની મોટી મહેરબાની છે. આપનું નામ શું છે? અને અહીંઆ કયારથી આવ્યા છો?

કાબીલ—મારૂં નામ સૈયદ ઇકબાલહુસેન છે. અને પરમ દિવસે અહીંઆં આવ્યો છું.

આદીલખાન—(પગને હાથ લગાવી) અહા! લાંબી મુદત પછી સૈયદની જ્યારત થઇ અને અમારો છુટકારો પણ સૈયદોથી થશે. આપ દુઆ કરો કે, જેથી મારી મુસ્કેલી દુર થાય.

કાબીલ—ચાલો ક્વારટરમાં વાતો કરીશું. ( એમ કહી કાબીલ સાહેબ આદીલખાનને પોતાના ઓરડા તરફ લઇ ગયા. અને ત્યાં નિરાંતે વાતો કરવા લાગ્યા. )

કાબીલ—આપ શી મુશ્કેલીમાં છો ? મહેરબાની કરીને મને બતાવશો કે હું પણ આપને મદદ કરવાની કોશીશ કરૂં.

આદીલખાન—વાત તો ઘણી મોટી છે પણ હું આપને ટુંકામાં કહી સંભળાવું છું. ખુદા કરેને સૈયદની દુઆથી મારી લાજ રહી જાય નહિતો આ વાતો કહેવા જેવી નથી. ( આદીલખાને વાત કહેવી શરૂ કરી ) વાત એમ છે કે, મેં તન, મન અને ધન કુરબાન કરીને મારી દીકરીને ભણાવી, રૂપિયા પૈસા બધા બરબાદ કીધા, જાત બીરાદરીથી હાંકી મૂકાયો, જાણ પીછાણવાળાની બુરી ભલી વાતો અને ગાળો સાંભળી, તે ફક્ત એજ ઉમેદથી કે, કાલે દીકરી એવી થશે કે, ખુદાની મખલુકને ફાયદો પહોંચાડશે અને દુનિયામાં નામ અને આખેરતમાં સવાબ મેળવશે. માલદાર બનીશ અને ખેરાત કરીશ. મસજીદો અને મુસાફરખાનાઓ બનાવીશ અને આવી રીતે દુનિયામાંથી ઠંડો થઇને જઇશ. પણ મારૂં નસીબ મારા મનસુબા ઉપર હસતું હતું. સ્કુલમાં દીકરી એવાઓની સોબતમાં રહી કે, જે આર્ય કહેવાય છે. હું વધારે તો જાણતો નથી પણ હા, એટલુંજ જાણું છું કે, તે લોકો અમારા પેશ્વાઓને ગાળો દે છે અને કહે છે કે તમો બધાઓને મુસલમાન બાદશાહોએ તલવારનો ડર બતાવી મુસલમાન બનાવી દીધા હતા; હવે અમે તમને અમારામાં ફરી મેળવી લેવા તૈયાર છીએ. બદકીસ્મતીથી છોકરી પાસ થઇ આવી તો એવા માણસના હાથ નીચે આવી કે જ્યાં રાત્રી દિવસ આજ વાતની ચર્ચા થતી હતી, જેનું પરિણામ એ આવ્યું કે, છોકરી આજે આર્ય થઇ જવા તૈયાર થઇ બેઠી છે. બધી તૈયારીઓ થઈ ગઇ છે, અને એ ચાર દિવસમાં તારીખ મુકરર થવાની છે એવી બાતમી મને મળી

છે. મેં પણ એવું વિચારી લીધું છે કે, ખાસ વખત ઉપર દીકરીના કકડેકકડા કરીશ અથવા છરી ખાઇને હુંજ મરીશ, પણ વિચાર થાય છેકે, કદાચ પિતાનો પ્યાર જોશ મારે અને હાથ રોકી લે. તેથીજ હું આજે ઝાંસી જતો હતો કે, મારા પીર સાહેબના પીરભાઈ મસ્તાનશાહ સાહેબની ખીદમતમાં હાજર થઈ ફરિયાદ કરૂં. એવા માણસોની દુવા ઘણીજ કારગર હોય છે. પણ જુઓ! તકદીર કેવું છે કે ગાડીજ હાથ ન આવી. ખુદા જાણે શું થશે?

પ્રિય વાંચકો! કાબીલ જેવા પુરજોશ મુસલમાનના મનની હાલત આવી ગમખ્વાર વાત સાંભળીને એવી થઇ ગઇ કે, જેને લખવાને અમારી પાસે પુરતા શબ્દો નથી. તેનો ચહેરો પીળો પડી ગયો અને ગુસ્સા અને અફસોસથી તેનું આખું બદન ધ્રુજવા લાગ્યું અને મનમાં કહેવા લાગ્યો કે, વાહરે મુસલમાનોની કીસ્મત! એમની ચઢતી પણ અજબ તરેહની થાય છે. સર સૈયદનું એક વાકય યાદ આવે છે કે, " જો કદી ભલા મુસલમાનો આખી દુનિયાની વિદ્યા અને હુન્નરના માલીક થઇ જાય, પણ જો તેઓ મુસલમાન ન રહે તો અમારા શા ખપના? " બીલકુલ એજ હાલ છે કે, બિચારાએ કેટલી મુશ્કેલીથી એક દિકરીને ડાકટર બનાવી અને તે પણ હાથથી જાય છે. ખેર, હવે તો છેલ્લો વખત છે. કંઇને કંઇ ઉપાય લેવો તો જોઇએ. " તારૂં કામ છે કે, હાથ પગ હલાવ; જશ તો ખુદાની મરજી ઉપર છે. "

કાબીલ—ખાનસાહેબ! આપના શાહ સાહેબ સાચા વલી માલુમ પડે છે. ટ્રેન પણ એમનીજ કરામતથી મળી નહિ. અને મારાથી આપની મુલાકાત થઈ ગઇ. ગભરાઓ નહિ, હું મદદ આપવા તૈયાર છું.

પણ એટલું તો બતાવો કે, હલીમા સાહેબ મને કેવી રીતે મળી શકે? અને અહીંઆ કેવી રીતે આવી શકે?

આદીલખાન—મુશીબત તો એજ છે કે તે મુસલમાનોના નાંમથી કાન ઉપર હાથ મૂકે છે. આપ કોઇ દર્દીના બહાને બોલાવો તો હમણાં આવી જાય. પણ કોઇ રીતે મારૂં નામ બતાવશો નહિ, કે મેં આ યુક્તિ બતાવી છે, નહિતર મારા પર આફત આવશે.

કાબીલ—હું હમણાંજ એક ચીઠી મોકલું છું, કે મારી સ્ત્રી બિમાર છે. જો જોઈ જાઓ તો તમારી ફી પહેલાંજ મોકલું છું. વાત પણ સાચી છે કારણકે હંમેશની બિમાર મારી સ્ત્રી મારી સાથે છે અને હું ચાહું છું કે એકવાર તે તેને જોઇ લે.

ચીઠી મોકલવામાં આવી અને ડાકટર હલીમાખાનમ રાજના રથમાં પધારી અને કાબીલની સ્ત્રીને જોઇને દવા લખી આપી. જ્યારે તે જવા લાગી ત્યારે કાબીલે કહ્યું કે, મારે આપની જોડે થોડી વાત કરવી છે. જો રજા આપો તો કહું.

હલીમાખાનમ—( બેદરકારીથી ) કહો, મને ઘણું કામ છે હું વધારે થોભી શકતી નથી.

કાબીલ—મને આ સાંભળીને ઘણી ખુશી ઉપજી છે કે આપે આપના ધંધામાં આટલી બધી નામના મેળવી છે પણ એનાથીએ વધુ ખુશી તો ત્યારેં થઇ કે, જ્યારે મને માલુમ પડયું કે, આપ ખુદ મુખત્યાર અને ફ્રીથીંકર છો અને આપે આપનો ખ્યાલ અમલમાં લાવવાનો ઈરાદો કરી દીધેલ છે અને આપ એ વાતને પસંદ નથી કરતાં કે, મનમાં કાંઇ અને મોઢે કાંઇ! માણસની તારીફ તો એજ છે કે,

જે મનમાં હોય તે વગર ડરે કહી દે. હું આપની આ મરદાની હીંમત ની તારીફ કર્યા વિના રહી શકતો નથી, પણ મારે એટલું તો જરૂર કહેવું જોઇએકે, જડજ, ફરિયાદી અને તોહમતદાર બંનેની જુબાની સાંભળી ફેંસલો આપે, નહિ કે એક તરફીજ સાંભળીને ફેંસલો આપે. જો આપે આપના ઇરાદાને જાહેર કરવા પહેલાં મારાથી પણ વાત કરી હોતતો કેવું સારૂં થાત ? પછી આપ મુખત્યાર છો. હું રોકનાર કોણ છું ? પણ મારો તો અહીંઆં સુધી ખ્યાલ છે કે, જો કદી મારી પણ સમજમાં આવી જાએ તો હું પણ સાચી વાતને જાહેર કરવામાં આપથી બે ડગલાં આગળ થઇ જવા તૈયાર છું.

હલીમાખાનમ—આપનો ખ્યાલ દુરૂસ્ત છે. મારો ખ્યાલ પણ એવોજ છે પણ અફસોસ કે હું આપથી વાદવિવાદ કરવા તૈયાર નથી. હું જોઉંછું કે, લોક બુરૂં માને છે અને પોતાની આગળ બીજાનું ચાલવા દેતા નથી.

કાબીલ—હું આપને ખાત્રી આપું છું કે, હું આપનો વાદવિવાદ ઠંડા પેટે સાંભળીશ અને જો કદી મારાથી કંઇ જવાબ આપી શકાશે નહિ તો ચૂપ થઇ જઇશ. હું આપને આપની ખુદ મુખત્યારીનીં સોગંદ આપીને કહું છું કે, એકવાર મારી સાથે આ વાત પર વાદવિવાદ કરો કે આપને ઇસ્લામ મઝહબમાં શું શું બુરાઇઓ માલુમ પડી ? અને આપને શું શું શક છે ? અને બીજા ધર્મમાં શી શી ખુબીઓ નજરે પડી છે ?

હલીમાખાનમ—ઠીક ! હું આપની વાત માન્ય રાખું છું અને કાલથી હું રોજ આપને બે કલાક આપીશ પણ એવી શરતે કે, મારા સવાલોનાંજ આપે જવાબ આપવા અને તે આપ અથવા હું કાગળ પર જઇએ કે જેથી પાછળથી કોઈ વાતની તકરાર રહે નહિ. વળી હમારે

આ વાદવિવાદ બીલકુલ છુપો રહેવો જોઇએ કે જેથી પબ્લીકમાં ખળભળાટ થાય નહીં.

કાબીલ—હું આપનો ઘણો એહશાનમંદ છું. જો તો આપ કદી એમ કહેત કે, હું તો કોઇથી વાત કરવા ચાહતી નથી તો હું શું કરત? ઠીક, જો આપ જરૂર આવો તો સારૂ. આપ, હું, મારી સ્ત્રી અને આપના પિતાજી એટલાજ હાજર રહી આ કામમાં ભાગીદાર થઇશું.

હલીમા—બહુ સારૂં, અત્યારે તો હું રજા લઉંછું.

હલીમા ચાલી ગઇ. કાબીલ મનમાંને મનમાંજ રાજી થવા લાગ્યો. અને તેના દીલમાં જાણે કોઇએ કહ્યું કે, "તું ખુશીથી વાદવિવાદ કર, ખુદા તને જશ આપનાર છે."

## પ્રકરણ ૮ મું.

### વાદવિવાદનો પહેલો દિવસ.

### ઇસ્લામ દુનિયામાં કયારથી છે?



ડાકટર હલીમાખાનમ મુકરર વખત પર આવી ગઇ. ત્યારે મીસ્તર કાબીલ અને તેમની વચ્ચે ઘણાજ ઠંડા પેટે નીચે પ્રમાણે વાદવિવાદ શરૂ થયો.

હલીમાખાનમ—સૌથી પહેલાં મહેરબાની કરીને કહો કે, ઇસ્લામ આ દુનિયામાં કયારથી છે, પણ જો તે તેરસો વરસથી છે તો

તેના પહેલાં જેટલાં માણસો થઇ ગયા તેટલા બધા કાફરજ હતા? અને દોઝખ તેમનું ઠેકાણું થયું? આ ગુન્હો કોનો? બીજું જ્યારે મુસલમાનો કહે છે કે, હજરત મુસા અ. હજરત ઇસા અ. અને હજારો પેગમ્બરોનું જુદા જુદા ધર્મ લઇને આવવું અને એક બીજાના કાનુનોને રદ કરવા તો કેવી સલાહથી થયું છે? જો કદી સૌથી પહેલાં એકજ પેગમ્બર આવત અને કુરાનને ઉતાર્યું હોત તો બસ હતું.

કાબીલ—આપે કેટલાક સવાલોને એકજ સવાલમાં શામેલ કરી દીધેલ છે. ખેર, હું પણ આ બધાનો જવાબ એકજ જવાબમાં આપવા પ્રયત્ન કરીશ. આપ ધ્યાનથી સાંભળો અને નોટ કરતાં જાઓ. જ્યારથી દુનિયા પેદા થઇ; ત્યારથીજ ઇસ્લામ આવ્યો છેં. જેટલા પેગમ્બરો અત્યાર સુધી દુનિયામાં લોકોને હિદાયત કરતા આવ્યા; તે બધા મુસલમાનજ હતા અને ઇસ્લામજ તેમનો ધર્મ હતો. જો કે વખતને અનુસરીને તેમના જાહેરી કાનુનો; એક બીજાથી જુદા હતા. તેમને માનનારા બધા અમારા મુસલમાનભાઇઓજ હતા, અને તેમની મુક્તિ બરાબર થવાની છે. હવે આપનો એ સવાલ બાકી રહ્યો કે, જુદા જુદા પેગમ્બરોની જુદા જુદા ધર્મો લઇને આવવાની શી જરૂરત હતી? એનો જવાબ સાંભળો. એક બાપે પોતાના દીકરાને ભણાવવાનો મનસુબો કર્યો, અને બધાથી પહેલાં કાયદો તેને ભણવા આપ્યો. એક એવો માસ્તર રાખ્યો કે જે તેને કાયદો ભણાવી શકે. બાદમાં બીજી અને ત્રીજી, એમ કરતાં કરતાં છોકરાની ઉમર અને સમજ જેમજેમ વધતી ગઇ, તેમતેમ તેનો બાપ તેની ચોપડીઓ અને માસ્તરો બદલતો ગયો. તે એટલે સુધી કે, છેવટમાં જ્યારે છોકરો એમ. એ. પાસ કરી રહ્યો ત્યારે તેણે પ્રોફેસરને રજા આપી દીધી અને દીકરાને કહ્યું કે, હવે તમારી કેળવણીનો અંત આવ્યો. હવે તમો જાણો અને

આ દુનિયા જાણે ! જો કેળવણીની મનશા માફક રહેશો તો મજાહ કરશો, નહિતર દુઃખી થશો. આવોજ હાલ દુનિયા અને એવા પેગમ્બરો પેદા કરનારનો છે. સૌથી પહેલાં પેગમ્બર એવી કીતાબો લઇ આવ્યા જે તે જમાનાનેજ માફક હતી. જેમ જેમ દુનિયાની ચઢતી થતી ગઇ તેમ તેમ વધારે મુસ્કેલ કીતાબો લઇ રસુલો આવતા ગયા. તે એટલે સુધી કે, એક દિવસ છેલ્લામાં છેલ્લી અને અઘરામાં અઘરી કિતાબ લઇ છેલ્લામાં છેલ્લા રસુલ આવ્યા અને એમણે તો દુનિયાનો પાઠ ભણાવી કહી દીધું કે, બસ હવે કોઇ તરેહની ખામી નથી અને રૂખસત થઇ ગયા.

હલીમાખાનમ--પણ હવે દુનિયાની ચઢતી થશે નહી. તેની સાબીતી શી છે? તે મહેરબાની કરીને બતાવો. શું આનાથી સારા રસુલની જરૂરત ભવિષ્યમાં પડશે નહિ? મુસલમાનોના પેગમ્બર સાહેબનું તો ફરમાન એમ છે કે, હું ખાતેમુલ અંબીઆ અને છેલ્લો રસુલ છું તે ક્યાં સુધી માની શકાય તેમ છે ?

કાબીલ--શાબાસ! આપના આ સવાલથી હું ઘણોજ ખુશી થયો છું. આ સવાલ જેટલો ગુંચવણ ભરેલો અને મુશ્કેલ છે તેટલોજ જરૂરી પણ છે. જો કદી તમે આ સવાલ ન કર્યો હોત તો વાદવિવાદ અપૂર્ણ રહેત અને રસીલો ન બનત તેમજ હું જાણી લેત કે, તમો કોઇની ભણાવેલી મેના છો અને સમજતાં કંઇ નથી. સાંભળો, રસુલની બધાથી વધુ જરૂરી ફરજ એ છે કે, ખુદાના બંદાઓને ( વેહદાનીઅત ) ઐકયતા શીખવાડે. અને ખુદાની ખુદાઇ અને તેની એનીયાજીની સાબેતી લોકોને તેમની અકલ સમજની માફક સમજાવે. હવે નેકમીજાજી અને સુધારાની વાત રહી કે જે જમાનાની જરૂરત અને મુલકી આબોહવા તેમજ વખતને અનુસરીને આપવામાં આવી

હવે એમ તો બધા માને છે કે કોઇ રસુલ એવો આવ્યો નથી જે તૌહીદનો પાઠ ભણાવતો નહોતો. ઇન્સાફી લોકો માની ગયા છે કે, તૌહીદનો પાઠ ઇસ્લામે જેટલી સરળ અને સારી રીતે સારા શબ્દોમાં સમજાવ્યો છે. તેટલો પહેલાં કોઇએ સમજાવ્યો નહોતો. મેકસમુલર, સીલ અને આરનોલ્ડ જેવા કાબીલ અને મોટા ઇસાઇ ફીલોસોફરોને એવુંજ કહેવું પડયું છે કે ફકત ઇસ્લામજ એવો ધર્મ છે કે જેણે ફકત તૌહીદને દુનિયામાં ફેલાવવા એટલું બધું જોર લગાવ્યું કે, તેણે પોતાનો કલમોજ લાએલાહા ઈલલ્લાહ મુકરર કરી લીધો છે.

એક દાખલો પણ આ ઠેકાણે સાંભળવો જોઇએ. એક માણસે એક ગુલાબનું ફુલ એક પેટીમાં બંધ કરી હાથમાં ઉંચકી લીધી અને દુનિયાને કહેતો ફરવા લાગ્યો કે, મારી પાસેની પેટીમાં ગુલાબનું ફુલ છે, જેનો રંગ ગુલાબી છે, સુગંધી સારી ઠંડી અને મસ્ત છે. બીજો માણસ તેજ પેટીને લઇને ચાલ્યો અને પોકારીને કહેવા લાગ્યો કે, ભાઇઓ! ગુલાબનું ફુલ એક અજબ ન્યામત છે. તેની પાંખડીએ ગોળ છે. અને તેમાં ઝીણી ઝીણી નસો છે, નીચે દાંડી છે, તે લીલી છે, અને તે સુંધવાથી મગજ થંડુ થાય છે વિગેરે વિગેરે. આખરે એક માણસ આવ્યો જેણે પેટીનું તાળું ઉઘાડી નાખ્યું અને ઢાંકણું ઉઘાડી લોકોને બતાવી કહ્યું કે, દોસ્તો! આવો! જુઓ! આ ગુલાબનું ફુલ છે તે સુંઘી લો.

લોકો ખુશ ખુશ થઇ ગયા અને કહેવા લાગ્યા કે, અહા! તમે ઘણાજ સારા માણસ છો કે અમારા બધાના શક દુર કરી નાખ્યા અને અમારી આંખો ઉઘાડી નાખી. બસ! હવે ગુલાબના ફુલ વિશે

વધારે સમજુતી આપવા કોઇ પણ માણસની જરૂરત અહી નથી કેમકે હવે બાકી શું રહ્યું છે? તમે તો ઢાંકણું ઉઘાડીને કુલ બધાને બતાવી દીધું છે. બસ! તૌહીદ અને અમારા આખેરૂઝઝમાન પેગમ્બરની આ-વીજ મીસાલ છે. હવે મોટા રીફોરમર અને આલીમો પેદા થતા રહેશે જેમનું કામ આ ભણેલા લેસનને ફરી ફરીને યાદ દેવડાવવાનું અને રસ્તો ભુલેલાઓને અને ગુમરાહોને રસ્તા પર લાવવાનું થશે. સડક તૈયાર થઈ ગઈ છે અને માઇલના પત્થર પણ લાગી ગયા છે હવે તો ફક્ત ઓવરશીયરોની જરૂરત રહેશે કે જે વખતો વખત આ સડકને રિપેર કરશે. હવે સડક બીલકુલ સારી બની જ-વાથી ઇન્જીનીઅરની પણ જરૂરત નથી કેમકે આનાથી સારી અને સીધી સડક બનવી મુશ્કેલ છે.

હલીમાખાનમ—માશા અલ્લાહ! આપ તો ઘણી સારી રીતે સમ-જાવો છો પણ એટલું તો બતાવો કે, બીજા ધર્મો પણ તૌહીદનો દાવો કરે છે ત્યારે ઇસ્લામમાં એવી શી ખસુસીઅત છે?

કાબીલ—દાવો કરવો બીજી વાત છે. જેમ જેમ કેળવણીની રો-શની વધતી જાય છે, તેમ તેમ મુશરીકો શરમાઈ શરમાઇને કહેવા લાગે છે કે, અમે પણ એક ખુદાને માનીએ છીએ, તેમની કીતાબોમાં તૌહીદનો પત્તો પણ નથી. તેઓ તરેહવાર વાતો બનાવે છે અને તેમાંથી ગમે તેમ કરીને તૌહીદ કાઢવા માગે છે. આની સા-બીતી તો ત્યારેજ આપી શકાશે કે જયારે આપ બીજાઓની કીતાબોમાંથી પણ દાખલા લેવાની રજા આપશો; પણ હમણાં તો આપ ઇસ્લામ ઉપરજ વાદવિવાદ ચલાવો તો ઠીક.

હલીમાખાનમ—બહુ સારૂં, હવે હું રજા લઉં છું. (મજલીસ બરખાસ્ત થઇ ગઈ.)

# પ્રકરણ ૯ મું.

## વાદવિવાદનો બીજો દિવસ.

## દુનિયા ૭ દિવસમાં કેમ બનાવી?

હલીમાખાનમ—કાલેજ રાત્રે મને એક વાત યાદ આવી તે જો કે એક જુદોજ સ્વાલ છે, પણ અગત્યનો છે, તેથી હું તેને પણ આમાંજ શામેલ કરવા ચાહું છું.

કાબીલ—બહુ સારૂં, ખુશીથી ફરમાવો, આ તો શું પણ પછી પણ કોઇ વાદવિવાદની વાત યાદ આવે અથવા કોઈ બીજો માણસ પણ આપને સમજાવે તો પણ છેવટે હંમેશાં હું તૈયાર છું.

હલીમા—કાલ પેગમ્બરોની નસીહત, અને તેમની કીતાબો પર વાદ વિવાદ ઘણાજ જોશમાં થયો પણ હું પૂછતાં ભૂલી ગઇ કે, દુનિયાને પેગમ્બરોની જરૂરતજ શી છે? ખુદાએ અકકલ તો આપી છે અને આંખો પણ તેનીજ આપેલી છે કે જેથી ચાલતી દુનિયામાંથી પાઠ શીખી, ખુદાની મરજી અને તેના હુકમથી આગાહ થઇ શકે છે, પછી રસુલોને મોકલવાની અને કિતાબોને સંભળાવવાની તેમજ વાએજો કરવાની શું જરૂર છે?

કાબીલ—વાહ! આપને હાથ પકડી ચાલતાં કોણે શાખવાડયું? આપને ખાતાં કોણે શીખવાડયું? આપને બોલતાં કોણે શીખવાડયું? મ્હોં ધોતાં, કપડાં પહેરતાં, વાંચતા, લખતાં, શીવતાં, નાડી જોતાં,

ચીરતાં, ફાડતાં કોણે શીખવાડયું ? કોઇ પણ કામ બતાવો જે તમે શીખવનાર વિના શીખ્યાં હો ? અગર માનાં પેટમાંથી શીખીને આવ્યાં હો ? માછલીનું બચ્ચું ઇંડામાંથી નીકળતાંવેંતજ કોઇના બતાવ્યા વગર તરવા લાગી જાય છે જ્યારે માણસને પેશાબ કરવા સુદ્ધાં શીખવાડયા વગર નથી આવડતું ત્યારે ખુદાને ઓળખવાને શિક્ષકની અથવા રસુલની જરૂરત ન હોય એ કેવી અજબ વાત છે! હવે સવાલ એ બાકી રહ્યો કે, ખુદાએ પોતાના બંદાને શીખવાડીનેજ કેમ ન મોકલ્યા ? જેવી રીતે એક સુગરીનું બચ્ચું કે જે કોઇ પણ આર્ટ સ્કુલમાં ગયા વગર પોતાનો માળો ચાલાકીથી ગુંથી શકે છે. આવો સવાલ કરનાર આપ કોણ ? એ તો બનાવનારની મરજીની વાત છે. તેની મરજીમાં આવ્યું તેવું તેણે બનાવી દીધું, પણ એટલું તો છેજ કે, માણસ જાતને એણે એવી પેદા કરી છે કે, તેને વગર શીખવે કંઇ આવડતું નથી અને દરેક કામના વાસ્તે એક શીક્ષકની જરૂરત પડે છે.

હલીમાખાનમ—આપની મોટી મહેરબાની થઈ. હવે હું બીજો સવાલ કરૂંછું. કુરાને શરીફમાં એક જગાએ એમ લખ્યું છે કે, ખુદાએ આ દુનિયાને છ દિવસમાં પેદા કીધી. આથી ખુદાની હદ ઉપરાંત કમજોરી માલુમ પડી આવે છે. શું એ ખુદા! જેને અમે કાદીરે મુતલક ( જે ચાહે તે કરી શકે, બધાનો ઉપરી ) કહીએ છીએ તે એટલો કમજોર હોય કે, દુનિયા બનાવવામાં છ દિવસ લગાડે ?

કાબીલ—ઓહો ! આપે કેવા ખરાબ સવાલો શરૂ કરી દીધાછે! માલુમ થાય છે કે, આપને ધરમપાળની ફક્કડ બાજી ભણાવી દેવામાં આવી છે. એમાંજ આવી જાતનું બેહુદા સાહિત્ય વધારે છે. જેનો જવાબ લખવામાં પણ અમારા આલેમા પોતાનું અપમાન સમજે છે.

ખેર, મારે તો આપના સવાલનો જવાબ આપવો છે, અને આપ ગમે તેવા સવાલ પૂછી શકોછો, પણ વાદવિવાદની મજાતો ત્યારેજ આવત કે જયારે આપ તેમના કોઈ મોટા અક્કલવાળા ગુરૂ ઘંટાલને લાવત અને આપ દુર બેશીને સાંભળત અને સાચા જુઠાનો ફેંસલો આપત.

હલીમાખાનમ—જનાબ, આપ નકકામી વાતો કરીને મારા સવાલ ટાળવાની કોશીશ કરો નહિ. હું તો ગમે તેવો સવાલ પૂછું એમાં આપને શું ? હા, કહો કે જયારે ખુદાએ દુનિયા બનાવતાં ૭ દિવસ ગુમાવ્યા ત્યારે શું તે કમજોર નથી ?

કાબીલ—પહેલાં આપ મને એટલું બતાવો કે, આપ ખુદાને સર્વોપરી માનોછો કે, નહિ ?

હલીમાખાનમ—બેશક, કેમ નહિ ?

કાબીલ—હવે આનો જવાબ આપો કે, ખુદા પુરા નવ મહીનામાં એક બચ્ચું બનાવે છે અને તે પણ એવી રીતે કે, ત્રણ ચાર મહિના સુધી તો તે જીવજ નથી નાખી શકતો પણ ત્રણ ચાર મહિના પછીજ જીવ નાખી શકે છે. પછી હળવે હળવે હાથ, પગ, નાક, કાન બનાવે છે. આપને તો આ બધી ખબરજ હશે કે, ગર્ભમાં બચ્ચું કેવી રીતે બંધાય છે ? ઘોડો એક વરસમાં અને હાથી ત્રણ વરસ માં, માના પેટમાં તૈયાર થાય છે. ઝાડ પાનને જુઓ ! આંબાનું ઝાડ પાંચ વરસ પહેલાં કદી પણ ફળ આપતુંજ નથી. અને રાયણનું તો એવું કહેવાય છે કે, એ ઝાડ માણસની ત્રીજી પેઢીએ ફળે છે. એવી કેટલીક ચીજો છે કે, જે સેંકડો વરસ પછી ફળદાયક થાય છે. શું ! આ બધાં કામો ખુદાના પોતાનાં નથી ? શું તે કોઇ યોગી, મહાયોગી કે મહાત્મા કરે છે ? કે જેમાં માણસ જાતની કમજોરી ઘુસી ગયેલી હોય છે ! જો આ બધાં કામો એક સર્વ શક્તિવાન ખુદાથી થઇ રહ્યાં

છે તો તેનો જવાબ આપજ આપો કે, આનાથી ઇશ્વરનીસર્વ શક્તિને કાંઇ બટ્ટો લાગે છે ?

હલીમાખાનમ—આ વાતોથી તો ઇશ્વરની સર્વ શક્તિ માન્ય હોવામાં કંઇ ફરક નથી પડતો. કાયદા તેનાજ બનાવેલા છે. જેમ કરવા ધાર્યું તેમ તેવો કાયદો બનાવી દીધો. કદાચ તે ચાહત તો માણસને એક સેકંડમાં બનાવી પેદા કરી દેત, પણ તેની તેવીજ મરજી હોવી જોઇએ કે નવ મહિના પછીજ તેણે અવતરવું.

કાબીલ—બસ, એનો જવાબ એજ છે કે, એણે દુનિયાને છ દિવસમાં કેમ બનાવી એ તેની મરજીની વાત છે. એનોજ કાયદો, એનીજ સલાહ, એથી એની કુદરતમાં શો ફેર આવ્યો ? આ તો બીલકુલ બેવકુફાઇથી ભરેલો સ્વાલ છે.

હલીમાખાનમ—માફ કરો સાહેબ ! બેશક, આતો કંઇ સવાલ ન કહેવાય, પણ ઠીક, કાલે કેટલાક સવાલો વિચારીને લઇ આવીશ.



# પ્રકરણ ૧૦ મું.



## વાદવિવાદનો ત્રીજો દિવસ



### ઇબાદત.



હલીમાખાનમ—આજે હું આપના મ્હોંથી ઇસ્લામી ઇબાદત વિષે સાંભળવા માગું છું પણ એવી શરતથી કે, બધા અક્કલના જવાબો

હોય. એમ, નહિ કે, ફલાણી ચોપડીમાં લખ્યું છે કે, નમાઝ પઢવાથી એટલું મોટું સ્વર્ગ મળશે કે, જેની પહોળાઇ ૭૦૦૦૦ વરસનો રસ્તો હશે. પણ હુંતો એટલુંજ જાણવા માગું છુ કે, આ ઇબાદતનો તરીકો ક્યાં સુધી સારો છે અને કુદરતી કાનુનની માફક છે? જો જોઇએ તો જાહેરમાં તો તે એક જાતની કસરત છે પણ આતો જરા પણ ઇબાદતને મળતી નથી. રમજાનના રોજા ભૂખ્યા મરીને કેટલાક શેર લોહી બાળી નાખવું, શું એ ઇબાદત થઇ? ઘરબાર જરજવાહિર વેચી નાખીને હજ કરવા જવું અને મફતની તકલીફ વેઠવી એ કયા ખુદાએ કહ્યું છે? આપણા રૂપિયા ઉપર વ્યાજ ન લેવું અને એકઠા કરેલા ધનમાંથી ચાલીશમો ભાગ કાઢતા રહેવું અને જાણી જોઇને ગરીબાઇને નોતરવી એ ધર્મની કઇ ફરજ છે?

કાબીલ—આપે તો કેટલાક સવાલોને ગોલમાલ કરી નાખ્યા. જો એક એક કરીને બધા જુદા જુદા પૂછ્યા હોત તો ઘણુંજ સારૂં થાત. ખેર જ્યાં સુધી મારાથી બની શકશે ત્યાં સુધી તો તેનો જવાબ ટુંકાણમાં આપવા હું પ્રયત્ન કરૂં છું. પહેલાં નમાઝને વાસ્તે સાંભળો. આપ એટલું તો માનતાંજ હશો કે, ઇબાદતથી ટેવ અને ચાલ ચલગત સુધરે છે.

માણસની ચાલ ચલગત સારી બનાવવાને વાસ્તે ઇબાદત અથવા ખુદાની યાદ જરૂરી છે, નહિં તો ખુદા કાંઇ તારીફ અને ખુશામતનો ભૂખ્યો નથી. માણસ જાતને શીખવાડવામાં આવ્યું કે, તમારા ઉપર એક મોટો જબરજસ્ત પણ અદ્રષ્ય હાકીમ છે જેની સામે બધા હાકીમ કંઈ વિસાતમાં નથી. તમારૂં ભવિષ્ય તેનાજ હાથમાં છે. જો તે ચાહે તો તમને અત્યારેજ એક પળમાં નેસ્તો નાબુદ કરી દે. તેનો હુકમ છે કે, મારો બંદો દુનિયામાં સુખ ચેનથી રહે. પોતાના દુનિયાદાર ભાઇઓને મદદ આપે.

તેમની ભલાઇ ચાહે, કોઇને ઇજા ન પહોંચાડે, કોઇના હકપર તરાપ ન મારે વિગેરે વિગેરે. હવે આ વાત તાજી રાખવાને વાસ્તે બધા ધર્મોએ એક રસ્તો બનાવેલો છે કે જેનું નામ ઇબાદત ( પ્રાર્થના ) છે. ઈસ્લામને તેની યાદ તાજી રાખવાની એટલી બધી જરૂર જણાઇ કે તેણે રાત દિવસમાં પાંચ વખત ફરજ કરી દીધી. આનાથી જો કોઈ વધુ ઇબાદત કરે તો તેની મરજી. હવે કહો, જે માણસ દિવસમાં પાંચ વખત તેની હસ્તીનો કાઇલ હોય, જેની સામે તેને સારા અને નરસા કામોના હિસાબ આપવા છે, તેની સામે કરગરે, નમે, અને પોતાની કમજોરીને યાદ કરે અને કબુલ કરે, પણ એની શરતથી કે, તે સાચા દીલથી હોવી જોઇએ. કેમકે સાચા દીલ વગર ઇબાદત, ચાલબાજી અને ઢોંગ ગણાય છે. ત્યારે એવા માણસથી ગુન્હાની કયારે ઉમેદ થઈ શકે ? અને તે પોતાની ચાલચલણ કેમ દુરૂસ્ત બનાવી લે? એક નોકર દિવસમાં કેટલીક વખત પોતાના શેઠ પાસે જઇને કહે કે, હજુર તમે મારા માલીક છો, હું હજુર સિવાય બીજા કોઇને મારો માલીક ગણતો નથી. બસ હજુરનો હુકમ તે મારે વાસ્તે આ દુનિયામાં બધુંજ છે; અને શેઠ તેને કહે કે, જો તું જેમ કહે છે તેમજ કરીશ તો બસ તને ઈનામ અકરામ બધું મળશે. પછી એ નોકર કયારે એવી ઉમેદ રાખે કે, તે પોતાના શેઠનો હુકમ ભૂલીને ખોટી ચાલ પર ચઢે! બસ અઠવાડીઆમાં એક વખત ગીત ગાઈ લેવાં કે દિવસમાં એક વખત નાક દબાવી ધ્યાન કરવું અથવા આગ ઉપર ઘી, ગુગળ, અને સુખડ બાળી લેવાથી તો સારૂંજ છે. હવે ઈબાદતનો કયો રસ્તો સારો છે તેજ વાદવિવાદ બાકી રહ્યો તે સાંભળો.

આ વાત તો સાચી છે કે, ખુદા દિલોનો મુખત્યાર છે, મનને

જુવે છે. તેને કોઇ પણ જાળમાં ફસાવી શકતો નથી, પણ માણુસના પેદા કરનારે માણુસમાં એવી ચીજ નાખી દીધી છે કે જે વાત તેના મનમાં પેદા થાય છે તે વાત હાથ, પગ અને આંખથી તેનાં કામો થવા મંડી જાય છે. જ્યારે એક ગુન્હેગાર મેજીસ્ટ્રેટની પાસે પોતાની બેગુનાહી જાહેર કરે છે ત્યારે તેની સાથેજ તેનો ચહેરો એક ખાસ તરેહનો થઈ જાય છે અને દુઃખનાં આ ચિન્હો તેના આખા બદન પર માલુમ પડે છે.

જો કોઇ ગુલામ પોતાના માલીકથી પોતાની ભૂલની માફી માગે છે ત્યારે મ્હોંએ કહેવાથીજ બસ થતું નથી, પરંતુ આપોઆપ તેનું માથું નમી જાય છે, હાથ જોડાઇ જાય છે, અને જો આનાથી પણ વધારે અસર થઇ હોય તો પગે પણ પડી જાય છે. ખેર, આપ એમ કહેશો કે, આતો બધી બનાવટ છે. ચાર વરસના બાળકને જુઓ. જરા તે ખુશીની વાત સાંભળે છે ત્યારે એકદમ ( ઉછળવા ) કુદવા લાગે છે. સુફી સાહેબને જુઓ કે જ્યારે ગાનારાએ જરાક આલાપ અને શેર ( દોહરા ) ની દીલપર અસર કરી કે, એકદમ અંદરથી " હુ " નો અવાજ નીકળેજ છે, અને તે અવાજની સાથેજ તે પોતાનો હાથ ઉઠાવી બીજી વખત સાંભળવા ( હું શરમ અને આબરૂની પરવા કરતો નથી! એમ કહીને) સેંકડો માણસોમાં નાચવા લાગી જાય છે. તે શું કરે! બિચારો લાચાર છે. કારીગરેજ આ મશીન એવું બનાવ્યું છે કે, જ્યાં સ્ટીમે અંદર જોશ માર્યો કે, પૈડું ફરવા લાગ્યું. ખેર, આ પણ જવા દો, સુધરેલા લોકોને પણ જુઓ કે, તેઓ પણ ગુપચુપ અદબથી જાંગો ઉપર બેસી રહે છે. અંજુમનો અને કોન્ફરન્સોના જલસાઓમાં પણ જોવામાં આવ્યું છે કે, જ્યાં કોઈ લેકચરનું વાક્ય મન પસંદ પડયું તેજ વાક્ય લોકોના મોઢામાંથી

પણ નીકળશે અને તાલીઓ પાડવા માંડશે. જો કદી કોઇના મ્હોંથી નીકળે છે કે, ફલાણા નવાબ સાહેબ અથવા સોદાગર સાહેબે કોલેજમાં ચાર લાખ રૂપિઆ આપ્યા તો તાલીઓ છોડીને બીજીજ જાતની ચેષ્ટા કરવા માંડે છે અને એમ માલુમ થાય છે કે, ખુશીથી આ લોકો દીવાના બની જાય છે અને હીપ હીપ હુરરેના અવાજથી કાનોને દબાવવા પડે છે અને એટલી બધી ખુશી થાય છે કે ટોપીઓ પણ ઉછાળવા લાગી જાય છે.

ટુંકામાં એટલુંજ કે, દીલની ખુશીને બતાવવાને વાસ્તે ફકત જીભ અને શબ્દોથી કામ પુરૂં થતું નથી પણ આખા બદનની જરૂર પડે છે. ત્યારે બતાવો કે, જો કોઈ નાચીજ બંદો દીલમાં ખ્યાલ કરે કે, અય! જુલ જલાલ વલ ઇકરામ! તું મોટો અને તારી કુદરત પણ મોટી છે અને આના જોશમાંને જોશમાં જમીન પર પડી જઇ નાક ઘસણી કરવા લાગી જાએ અને કહેવા લાગે કે, ઓ માલીક! તું મોટો છે! એમાં શું બુરાઇ થઈ તે મને બતાવો?

એક ગુલામ, માયાળુ અને સખી શેઠ પાસે આવ્યો અને સૌથી પહેલાં તેણે એમની તારીફ કરી માથું ઝુકાવી, અદબથી ઉભો થઇ ગયો. શેઠે જરા ગુસ્સે થઇને તેને કંઇક કહ્યું તેથી તે ગુલામ ડરનો માર્યો જમીન સુધી કમાન થઇ ગયો, ત્યારે શેઠ ખુશી થયો અને પોતાની મહેરબાની બતાવી. આ જોઇને તે ગુલામ ખુશી થઈ પોતાની પાઘડી ઉતારી તેના પગમાં પડી ગયો અને હર્ષથી રોવા લાગ્યો. શેઠનું અંતઃકરણ પીગળી ગયું અને કહ્યું કે જા, તારો ગુન્હો માફ છે. આ શબ્દો સાંભળતાંજ ગુલામ ખુશી થઇ ઉભો થઇ ગયો અને શેઠને દુવા દેતો ચાલ્યો ગયો. બસ આજ નમાઝ છે બીજું શું? આજ નમાઝ છે કે, જેના ઉપર હજારો જાતના તોહમતો મુકવામાં

આવે છે, અને જેની હાંસી કરવામાં આવે છે. આજકાલ ફેશને આંખ ઉપર પરદો નાખી દીધો છે નહિ તો આજ નમાઝ, એ નમાઝ હતી કે, મુસલમાન સાચા મુસલમાન થઇ જાય. અને તેમનું મન અને જીભ એક થઇ જાય. આજ નમાઝનો એવો અસર હતો કે, જ્યાં કોઇ ( કમળી પોશ ) ફકીરે બે રકાત નમાઝ પઢી કે સેંકડો ગુમરાહ લોકો ઘુંટણ પર પડી એક ખુદાનો કલમો ભણતા નજરે પડતા હતા. હું સાચું કહું છું કે, એક રાજ્યના હિંદુ દિવાન કે જેમણે યુનીવરસીટીની બી. એ. ની પરિક્ષા પાસ કરી છે તેઓ મને કહેતા હતા કે જ્યારે હું મારા સિપાઇઓને સાથે નમાઝ પડતા જોઉ છું અને ઇમામના મ્હોંના પુર અસર અવાજમાં જ્યારે રબ્બુલ આલમીન શબ્દ સાંભળું છું, ત્યારે એવું મન થાય છે કે હું પણ તેમની સાથે હાથ બાંધીને અદબથી તેમની પાછળ ઉભો થઈ જાઉં. મેં કહ્યું કે બસ, આનુંજ નામ ઇમાન છે. આનાથી બીજું શું જોઇએ ? અમને તો કોઇ ઇબાદતનો આનાથી સારો રસ્તો બતાવે તો અમે જાણીએ. નહિ તો એમ તોહમત લગાડતાં તો બધાને આવડે છે, અને તે એટલે સુધી કે, ખુદાને પણ મુકતા નથી. હવે બીજી બાબતો રહી. વજુ શા માટે કરવું પડે છે ? જમાતની સાથે પઢવાથી શું ફાયદો થાય છે ? વખત મુકરર શા માટે કરેલ છે ? બદન અને કપડાને પાક રાખવાની શી જરૂર છે ? આ બધી પરચુરણ બાબતો છે, જોકે સાચી ઇબાદત તો ખરા અંતઃકરણથીજ થાય છેપણ આ બધી ચીજો તો જાહેરમાંજ સારા દેખાવને વાસ્તે છે. એમ નથી પણ આ બધામાં કંઇને કંઈ ભેદ સમાયેલો છે. વજુથી જ્યારે દિવસમાં પાંચ વખત, મ્હોં, હાથ, અને પગ ધોવામાં આવે ત્યારે સફાઇનું શું

પૂછવું ! ખુદાની ફરજ તાજા થઇને જવાથી સારા વિચારો આવે છે. જો એક થાકેલો માણુસ (મ્હોં પર માટી ચોટેલી) વજુ કર્યા વિના ઉભો થઇ જાય! તો શું મજા આવશે. નાયમસર અથવા નીયમીતપણાને વાસ્તે તો લેક્ચરપર લેક્ચર થાય છે અને ચારે તરફથી એજ બુમ સંભળાય છે કે, હિંદુસ્તાની લોકો જ્યાં સુધી નીયમીત નહિ થઈ જાય ત્યાં સુધી તેમનું કાંઈ કામ સારૂં થશે નહિ. દરેકે દરેકને પૂછો કે તેમને વખતનો કેટલો ખ્યાલ રહે છે? કે આસ્તે આસ્તે તેમની ટેવ ખાસ ધાર્મિક ટેવ થઇ જાય છે. જમાતની સાથે નમાઝ પઢવાની ફીલોસોફી પણ ખુલ્લીજ છે. જો મુસલમાનો તેમની (હિંદુઓની) હુકુમત તોડી નહિ નાંખત તો આજે તેમને સંપ ઉપર લેક્ચર આપવાં ન પડત. મુસલમાનોને તેમનું ઇસ્લામજ તેમની પાડોશની મસીજદમાં નમાઝ પઢવાની, એક બીજાથી મળવાની, સલામો અલેકુમ કરવાની અને હાથ મેળવવાની ફરજ પાડે છે. એક બીજાના સુખ દુઃખ સાંભળે છે અને જો જરૂર હોય તો મદદ પણ કરે છે. પણ બદકીસ્મતીથી તેમનામાં નમાઝ પઢવાની ટેવજ ઓછી થઇ ગઇ છે અને જે કેટલાક પઢેછે તે તેની ફીલોસોફીથી ફાયદો ઉઠાવતા નથી. જાહેરી કાનુનો અદા કરે છે પણ અંદરખાનાના જે કાનુનો છે તે અદા નથી કરતા અને તેનોજ આ નતીજો છે જે તમો હાલ જોઇ રહ્યાં છો. તેવીજ રીતે બદનની પાકી અને કપડાની સફાઇ જે આપણી તંદુરસ્તીને ફાયદો પહોંચાડે છે તેનાથી કોણ અજાણ્યું છે! હું એમ કહું છું કે, મુસલમાનો નમાઝ પઢેછે, પણ એવી શરતથી કે જો પેશાબનું નાનામાં નાનું ટીપું પણ કદી તેમના બદન પર પડે તો વગર ન્હાએ અને કપડાં ધોયા વિના ચાલતુંજ નથી. તેની સફાઇના મુકાબલામાં કોઇ બીજો માણુસ આવી શકશે કે જેના

ધોતીઆમાં કેટલાક શેર પેશાબ ન હોય ? કોઇ નમાઝી મુસલમાનને જુઓ કે તે પોતાના બદનની પાકી જાળવી રાખવામાં કેટલી બધી કાળજી રાખે છે! કેટલાક તો એવા પણ છે કે, બેનમાઝીની પાસે પણ નથી બેસતા અને કહે છે કે, બેનમાઝી માણુસ પાકી અને નાપાકી કશું સમજતા નથી અને એ વાત પણ સાચી છે. મારી સગી માશી (ખુદા તેને સ્વર્ગ આપે) ઘણીજ પરહેજગાર અને નમાઝી હતી, તે એટલે સુધી કે, પોતાનું પાણી પીવાનું માટલું પણ જુદું રાખતી અને જો કોઇ બેનમાઝી તેના માટલાને અડી જતો તો તે ફોડી નાંખતી. સાર એજ કે પાકી સાફી હરેક માણુસ માટે ઘણીજ જરૂરની છે અને મુસલમાનો પર તે ફરજ છે. કારણકે મુસલમાનોને નમાઝ રૂપી બંધનની સાથેજ પાકી સાફી પણ લાગેલી છે.

હા, એક જગાએ મેં તમોને કહ્યું છે કે, આ બધી વાતો તો બહારના દેખાવની છે, પણ સાચી ઇબાદત સાથે એમને કાંઈ પણ સંબંધ નથી. તેની સાબીતીમાં એટલુંજ કહું છું કે, જો વખત ઉપર પાણી ન મળે અથવા ડાક્ટરે એમ કહ્યું હોય કે, તમારા શરીરને પાણી અડવા દેતા નહિ ત્યારે વજુ વગર પણ તમારી નમાઝ થાય છે. અગર ગુસલ કરવું છે અને પાણી નથી અથવા પાણી નુકશાનકારક છે, તો ગુસલ કર્યા વગર પણ નમાઝ થઇ શકે છે. જો પગમાં દરદ હોય તો બેઠાં બેઠાંજ નમાઝ પઢી લે. પણ જો કદી બેશી પણ શકતો ન હોય તો પડયા પડયા પણ નમાઝ પઢી શકાય છે અને જો બધા હાથ પગને દરદ થઇ ગયું હોય તો કંઇ પરવા નહિ. ફકત ઇશારાથી તમે માલીકને યાદ કરી શકો છો. પણ એટલું ધ્યાન રાખજો કે, જ્યાં સુધી તમારી અકકલ અને હોશ ઠેકાણે છે ત્યાં સુધી તમને તે ફરજ છે.

બસ, અસલ નમાઝ એજ છે કે, જેમાંથી જીંદગી પર્યંત છુટકારો નથી. બાકી બધી દેખાવની ચીજો છે. પણ તે ફરજની સાથે જ્યાં સુધી બને ત્યાં સુધી ફરજજ બનાવી દેવામાં આવી છે. જેથી એક પંથની સાથે બીજાં ઘણાં કામ થઇ શકે, આ બધી ચીજો દુનિયાને જાહેરી ફાયદા સમજાવવાને સારૂ મેં આપને કહી છે, પણ જે અંદરનો ભેદ છે તે તો ફક્ત આંખોથી દેખાડવાનો છે, કહેવાનો નથી. ખુલુફાએ રાશેદીનનો નમાઝની વખત ચહેરો ફીકો થઇ જતો હતો અને હાથ પગ ધ્રુજવા લાગતા હતા. અગર જો કોઇ તેમને આનું કારણ પૂછતા તો કહેતા હતા કે, એક જબરજસ્ત હાકીમની સામે જતાં ઘણીજ બીક લાગે છે. હજરત સૈયદના મૌલા અલી ર. અ. ની પગની પાનીમાં બાવળનો બે ઈંચનો કાંટો એક વખત પેશી ગયો. હજામે તે કાંટાને ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો પણ દરદ એટલું થતું હતું કે, બરદાસ થઈ શકી નહિ. હવે તે વખતે કોઇ ડાકટર તો હતો જ નહિ કે જે તેમને કલોરોફોર્મ આપીને બેભાન કરી કાંટો ખેંચે. પણ હવે ખુદાના આશકોનો કલોરોફોર્મ જુઓ. તેમણે ( હજરત અલી એ. ર. અ. ) હજામને કહ્યું કે, ભાઇ જે વખતે હું નમાઝમાં હોઉં. અને જ્યારે મારી આંખોમાંથી આંસુ નીકળતાં જુઓ ત્યારે તમે કાંટો ખેંચી લેજો. બસ એમજ કાંટો કાઢયો. શું સમજ્યાં ? હવે આજ કાલની નમાઝ પણ સાંભળી લ્યો. કોઇ એક મુલ્લાં સાહેબ નમાઝમાં ઉભા હતા અને તેમની સામે મોહલ્લાનો કોઈ માણસ ફાતેહાની ખીર મૂકી ગયેલો હતો. તેની પાસે બીલાડી આવી અને તે ખીરને ખાવાનો વિચાર કર્યો. હવે મુલ્લાં સાહેબે થી ખબર કઇ આંખોથી જોઇ લીધું કે, બીલાડી તેમની ખીર ખાઈ જવા માગે છે ! તેમનાથી રહેવાયું નહિ ! પણ શું કરે નમાઝમાં હતા અને

જો કદી નમાઝ છોડીને બીલાડીને મારે તો મુકતદી ( મુલ્લાંની પાછળ ઉભા રહી નમાઝ પઢનાર ) ગુસ્સે થઇ જાય. તેથી તેજ વખતે તેમણે એક યુક્તિ શોધી કહાડી કે, અલહમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીનના બોલ ઉપર એટલો તો ભાર મૂકયો કે, બીલાડી સમજી કે મને મારવા આવે છે તેથી તે નાશી ગઇ. મુલ્લાં સાહેબની નમાઝ પણ પુરી થઇ ગઇ અને ખીર પણ બચી ગઇ. હવે જુઓ કે, આવી નમાઝમાં ક્યાંથી મઝા આવે ? પણ આવી વાતોનો જવાબદાર ઈસ્લામ અથવા તેની નમાઝ નથી. તે તો પહેલાં હતી તેવીજ હાલ પણ છે. આજ કાલ કેટલાકને આખી ઉમ્મર નમાઝ પઢતાં પઢતાં ઘુંટણો પર ચટ્ટા પડી જાએ છે. કપાળમાં કાળો ડાઘ થઇ જાય છે પણ જો તેમની કારરવાઇ જુઓ તો ખુદા બચાવે ! તેમની રીતભાત જુઓ તો આપણને નફરત આવે. આનું કારણ એજ છે કે, તેમણે શરીરથી કામ લીધું છે, નહિ કે ખરા આત્માથી અને તેથીજ તેઓ ફાયદો ઉઠાવી શકતા નથી.

હલીમાખાનમ—બસ, બસ, હવે આપ વધારે તકલીફ ન ઉઠાવો. નમાજ અને તેની સચ્ચાઇએ મારા મન પર ખાસ સિક્કો જમાવી દીધો છે તેથી હવે વધારે દલીલની કંઇ જરૂરત નથી. મારૂં મન ચાહે છે કે, હમણાંજ હું બે રકાત નમાઝ પઢું.

કાબીલ—નહિ, નહિ, હમણાં આટલી શું ઉતાવળ છે! હજુ પણ કાચને વધારે સાફ થવા દો કે જેથી મ્હોં બીલકુલ સાફ દેખાવા લાગે. અત્યારે શું છે ? ખુદા ચાહશે તો થોડાજ વખતમાં આપના મ્હોંથી અલ્લાહુનો અવાજ નીકળશે.

હલીમાખાનમ—ઠીક. આજે તો વખત ઘણો થઇ ગયો છે તેથી હું રજા લઉં છું. કાલે ફરીથી મારે બીજા સવાલો શોધી આવવા છે.

મેં બધામાં કહી રાખ્યું છે કે, હું કાબીલ સાહેબના ઘરમાં ઇલાજ કરવા જાઉં છું. એમ ન કહું તો મને અહીંઆ આવવાજ કોણ દે ?

કાબીલ—પણ એ ખબર નથી કે હુંજ આપનો ઇલાજ કરી રહ્યો છું, અને આ હિસાબથી તો હુંજ આપનો ડાકટર કહેવાઉં.

હલીમાખાનમ—હું હમણાં કાંઇ ફેંસલો આપી શકતી નથી કે આપ મારા ડોકટર છો કે મસીહા ! (મરતાને જીવાડનાર હ. ઇસા. અ. સ.) હજુ મારે આપને ઘણા સવાલ કરવા બાકી છે. કોને ખબર છે કે મને સંતોષ મળશે કે નહિ !

કાબીલ—હું આપને ક્યારે કહું છું કે, હવે આપ ચૂપ થઇ જાઓ. ભલેને આખી ઉમ્મર સવાલ કરો. હું જવાબ આપવા તૈયાર છું. પણ શરત એટલીજ કે, સાચી વાત ને સાચીજ જાણવી પછી જુઓ કે, બેડો પાર છે. મારૂં અંતઃકરણ તો મને અંદરથી ખુશ ખબરી આપે છે કે, ફતેહ હાથ બાંધીને મારી સામેજ ઉભી છે અને હું પણ એટલાજ માટે અહીંઆં આવ્યો છું. નહિતર આપ ક્યાં અને હું ક્યાં ? અને ક્યાં મારી બદલી થવી ! ઠીક. ખુદા હાફીઝ. (હલીમાખાનમ પોતાને ઘેર ગઇ. )



# પ્રકરણ ૧૧ મું.

## વાંદવિવાદનો ચોથો દિવસ.

### રોજા.

હલીમાખાનમ—કાલના વાદવિવાદ બાબત મને એક વાત યાદ આવી છે. જો તમો તેનો જવાબ આપો તો આજે આપણે આગળ વધીએ. કાલના વાદવિવાદમાં આપે કહ્યું હતું કે, કુલ ઇબાદત માણસ જાતની ચાલ ચલણ સુધારવાને વાસ્તે કરવામાં આવે છે. તેથી હું આપને પુછું છું કે, જો કોઇ માણસ પોતાની ચાલ ચલણ વગર ઇબાદતે સુધારી લે તો શું તેને પણ ઇબાદત કરવી ફરજ છે? જેમકે એક માણસ છે. તે ખુદાને એક માને છે ઇમાનદારીમાં સૌથી ચઢી જાયે તેમ છે, જુઠું બોલતો નથી, બીજાઓની સાથે ભલાઇ પણ કરે છે, ગરીબો અને વગર માબાપનાં બચ્ચાંઓ ઉપર મહેરબાની રાખે છે, મોહતાજ અને રાંડીરાંડોને મદદ પણ આપે છે, પણ તે માણસ નમાઝ નથી પઢતો, તો શું તે ગુન્હેગાર છે? મારૂં તો એમ કહેવું છે કે, જ્યારે નમાઝની મતલબ સરી જાય તો પછી નમાઝની શી જરૂર છે?

ફાઝીલ—આપનું કહેવું સાચું છે, કે જે વાતને વાસ્તે ઇબાદત મુકરર થઈ છે, તે જ્યારે મળી જાય ત્યારે પછી તેની શી જરૂરત છે? એક વખત અમારે ત્યાં પણ આજ વાતની ચર્ચા થઇ હતી, કે ખુદાને મળવાને વાસ્તે નમાઝ, રોઝા અને વજીફા છે, પણ જ્યારે

તે વાત આપણુને મળી ગઇ પછી આ બધા ઝઘડાથી દુર થઇ જવાય કે નહિ? ત્યારે મોટા મોટા આલીમ દરવેશોએ એમ જવાબ આપ્યો કે, આ રીત સમજમાં આવે તેમ નથી અને આનાથી માણસને ગુમરાહ થઈ જવાનો ડર રહે છે એટલા માટે સડક પર ચાલવાની જરૂર છે કે જે સડકપર અમે ચાલીએ છીએ, તે પછી ભલે ટુંકી હોય! તેના દાખલામાં તેમાં કોઇએ રસુલે મકબુલનો દાખલો લીધો અને કહ્યું કે, તે રસુલ કરતાં બીજો કયો માણુસ ખુદાની વધારે પાસ હોવાનો દાવો કરી શકે છે? પણ તેમને પણ આજ નમાઝ, રોઝા, હજ, જકાત, બીબી બચ્ચાં બધાં હતાં. કારણ કે, જે દુનિયામાં તે હિદાયત કરવા આવ્યા હતા. તે દુનિયાનો તેમને દાખલો બેસાડવાનો હતો નહિ. તો જો કદી તે એમ કહેત કે, તમે દુનિયામાં રહો, અને પોતે નાશીને પર્વતોની ગુફામાં લંગોટી લગાવી રહેત અથવા જટા વધારી હાથમાં માળા લઇ ત્યાંજ પથારી લગાવી રૂષી કે મહારૂષી બની જાત તો શું થાત! પોતે તો કાંઇ કરે અને બીજાને કાંઇ કહે! પણ ઇસ્લામતો દુનિયાને ઇમાનદારી બતાવવા, દુનિયાને રીત ભાત બતાવવા, અને તેની સાથનો સંબંધ બતાવવા અને કેવી રીતે વર્તવું તે બતાવવા આ દુનિયામાં આવ્યો હતો અને આનુંજ નામ ધર્મ છે. તેથીજ ઇસ્લામના હાદીએ આવી જીંદગી ગુજારીને દુનિયાદારોને બતાવી દીધું કે, જુઓ! સમુદ્રમાં રહીને આમ સુકેલા કપડાં લઇને નીકળાય છે! અહો! હું કયાંથી ક્યાં નીકળી ગયો! આપનો સવાલ હતો કે, જ્યારે નમાઝ કે ખુદાની યાદ પોતાની ચાલ ચલણ સુધારવાને કરવામાં આવે છે પણ જો કોઇ માણુસને આ બધી વાતો વગર નમાઝે મળી જાય તો પછી તેને નમાઝ પઢવાની શી જરૂર છે? હું કહુંછું કે, આટલું છતાં પણ તેને નમાઝ પઢવી જરૂરની છે, કારણકે સોસાય-

ટીના કાયદાને એમ કરવાથી નુકશાન પહોંચે છે અને બીજા લોકો પણ તેનું અનુકરણ કરીને ગુમરાહ થઇ જાયછે અને બની બનેલી તૈયાર સડક એક દિવસ બીલકુલ ખગાબ હાલતમાં આવી પડેછે. દાખલા તરીકે ગવર્નમેંટનો ઇરાદો એક મેડીકલ હોલ તૈયાર કરવાનો છે તે એવી ઇચ્છાથી કે, તેમાંથી એવા ડોકટરો નીકળે કે, જે ડાકટરીમાં બીલકુલ હોંશીઆર હોય અને દેશની સેવા કરી જાહેર પ્રજાને ફાયદો પહોંચાડે. પણ જો કોઇ માણસ પોતાનીજ અક્કલ હોંશીઆરીથી ડાકટરીની બધી ચોપડીઓ ભણી લે અને દરદ ઓળખવા લાગે અને સારી દવા પણ આપતો હોય અને તેનાથી ઘણા લોકોને ફાયદો પણ પહોંચતો હોય અને લોકોને તેનો ભરૂસો પણ સંપૂર્ણ થઈ ગયો હોય, તે માણસ જો કદી તે શહેરમાં મેડીકલ હોલ ખોલી ભણાવવાનું ચાલુ કરે તો ગવરમેંટ તેની સામે થશે અને તેનો મેડીકલ હોલ બંધ કરી તેના ઉપર કેસ કરશે. કેમકે તેણે કોઇ મેડીકલ સ્કુલમાં અભ્યાસ કરીને સર્ટીફીકેટ મેળવ્યું નથી. ભલેને તે માણસ કહે કે હું પાસ થયેલા ડોકટર સાથે મુકાબલો કરવા ચાહું છું અને હું તેમના કરતાં કાંઈ થોડો હુશીઆર નથી ! પણ અકલમંદ ગવર્નમેંટ એટલાજ માટે કબુલ કરશે નહિ કે, કાલે આના જેવાજ બીજા ઘણા આવુંજ કામ કરવા લાગશે. અને તેથી ઝેરી ઇંગ્રેજી દવાના હજારો ગરીબ લોકો ભોગ થઇ પડશે. તેથી એજ હુકમ સારો છે કે, જો ડાકટર બનવું હોય તો પરિક્ષા આપીને સર્ટિફીકેટ મેળવો. આવીજ રીતે ઇબાદત ખરાબ માણસને સારો બનાવવા અને સારાને સારા રસ્તા ઉપરજ રાખવાને જરૂરી છે.

હલીમાખાનમ—શાબાશ સાહેબ ! હવે મારો નવો સવાલ શરૂ થતોજ નથી. હમણાં બીજો સવાલ શા માટે કરવો ? અત્યારે તો મારો

પહેલો સવાલજ બાકી છે. ઇબાદતના બીજા કાયદાનો પણ સાથે સાથે ખુલાસો કરી દો પણ વધારે લંબાણમાં નહિ કેમકે હવે મને ઇશારોજ બસ થઇ જશે.

કાબીલ—આપ કહોછો કે, રોજા રાખીને, અને ભૂખ્યા મરીને લોહી બાળવાથી શું ફાયદો! તેથી હવે તેની બાબતમાં પણ કંઇક સાંભળો. રોજાની ખુબી ત્રણ પ્રકારની છે. ડાકટરી, ચાલ ચલણની, અને આત્માની. ડાકટરી ફાયદાની સાબેતીમાં સેંકડો અમેરિકન, અંગ્રેજી, અને યુનાની ડાકટરોના અભિપ્રાય મોજુદ છે કે તંદુરસ્તી કાયમ રાખવા અને ખરાબ ચીજોને બદનમાંથી નાબુદ કરવા રોજાની ઘણીજ જરૂર છે. અમેરિકન ડાક્ટરોનો અભિપ્રાય છે કે, જો માણસ અઠવાડીઆમાં એક રોજો રાખી લે તો તેને ફસ ખોલવાની યા જુલાબ લેવાની જરૂર પડશે નહિ. અમેરિકાના એક ડાકટરે ત્યાંના મેડીકલ જરનલમાં એક વખત લખ્યું હતું કે, જેવી રીતે હાથ, પગ, મગજને રાત દિવસ કામ કરતાં થાક લાગે છે અને તેમને આરામની જરૂર છે તેવીજ રીતે હોજરીને પણ આરામની જરૂરત છે. તેનાથી રાત દિવસ કામ લેવું અને જરા પણ આરામ ન આપવો એ તંદુરસ્તીને બગાડે છે અને તેથી તેનો આરામ તે રોજો છે. મુસલમાન લોકો અગીઆર મહીના સુધી હોજરીથી ખુબ કામ લે છે અને એક મહીના સુધી તેને આરામ આપે છે. જો રોજો બરાબર કાયદા પ્રમાણે રાખવામાં આવે અને છોડવાની પછી જો હલકો ખોરાક લેવામાં આવે તો ઘણાક દરદો વગર દવાએ તેનાથીજ નીકળી જાય. હવે રોજાની ચાલ ચલણની ખૂબી સાંભળો. અમીર લોકો બલકે મારા જેવા સાધારણ માણસને પણ કદી ભૂખે મરવાનો વખત નથી આવ્યો ભૂખ પુરી લાગવા પામી પણ નથી હોતી કે, અંદરથી અવાજ આવે છે કે, ખાણું થંડુ થાય છે. કદી મુસા-

ફરીમાં જવું પડે છે ત્યારે તો ઉપરાઉપરી ખાણું મળ્યેજ જાય છે. પછી કહો જોઇએ આવા લોકોને રોજાના દુઃખથી શું હમદર્દી હોય? દુકાળમાં દુનિયા ભૂખથી ટળવળી રહી છે અને બચ્ચાંઓ પણ તડફડે છે ત્યારે જેંટલમેન અને લેડીઓ હવા ખાતા ફરે છે અને ભૂખ્યા લોકોમાંથી ફરતાં ફરતાં ચાલ્યાં જાય છે અને ગરીબોનો ભાવ પણ નથી પૂછતાં! કારણ, એમને કદી પણ ભૂખ્યા મરવું પડયું નથી કે જેથી તેની તકલીફની તેમને ખબર હોય! હવે કહો કે તેમના મન ઉપર શું અસર થશે?

જીસકી ન ફટી હો લવાઈ; વોહ કયા જાને પીર પરાઈ; રોજો આવા પેટ ભરાઓને જબર જસ્તીથી ભૂખની મજા ચખાડે છે અને તેઓ સમજી જાય છે કે, જો પાશેર આટો પેટમાં ન પડે તો પહેલવાનોની પહેલવાની, લેક્ચર કરનારનું લેક્ચર, ફીલોસોફરની ફીલોસોફી શાયેરોની શાયેરી અને ડાક્ટરોની ડાકટરી બધું બદમજા થઇ જાએ છે. કોઇથી કાંઇ થઇ શકતું નથી. અને તેથી તેઓને ભૂખ્યા ઉપર રહેમ દીલી થઇ આવે છે. માણુસ ઉપર એહસાન માનવો ફરજ છે પણ જો તેને વગર માગે બંને વખત ખીર, રોટલી અને કુજાનું બરફવાળું ઠંડુ પાણી મળતું રહે તો તે તેની શી કદર કરશે! તેમને ખુદાનો શુકરાનો અદા કરતાં રોજોજ શીખવાડે છે. અને એ પણ શીખવાડે છે કે, ખુદા આપણને વગર દુઃખે કેવી કેવી ન્યામતો આપે છે કે જેના વગર આપણા શા હાલ થાય તે કહી શકાતું નથી. રોજદારના મ્હોંમાં જ્યારે બાર કલાક પછી ઠંડા પાણીનું ટીપું પડે છે તો તેના અંતઃકરણમાંથી એકદમ એહસાનનો અવાજ નીકળી પડે છે. શુકરનો સાચો અર્થ હાજતમંદને મદદ કરવી એમજ થાય છે અને બસ એજ ખુદાનો શુકર છે. રોજામાં ફકત

ભૂખ્યા રહેવાનોજ હુકમ નથી પણ આખા શરીરના અવયવોને પણ રોજો કરાવવો જોઇએ જેવી રીતે મ્હોંથી ખરાબ શબ્દ ન કાઢવા, કોઇની પીઠ પાછળ ભુંડું બોલવું નહિ. કાનની બુરાઇ, આંખની બુરાઇ એટલે આંખથી કોઇના ઉપર ખરાબ નજરથી જોવું નહિં અને મગજમાં ખરાબ વિચાર આવવા ન દે ત્યારેજ રોજો થાય છે. દરેક રોજદારે પોતાનો આવો પુરો રોજો કરવા કોશીશ કરવી જોઇએ. ખરાબમાં ખરાબ માણસ પણ રમજાન મહીનામાં ખરાબ કામોથી દુર રહેવાને કોશીશ કરે છે. આ બુરાઇથી બચવાની કોશીશ એક ખાસ ટેવ બની જાય છે. અને ઘણાકોને બુરાઇ આગળ તાબુત બનાવી દે છે. આવી રીતે ઘણાક ફાયદા છે. એક બીજા તરફ રહેમની નિગાહ, માલીકનો હુકમ ઉઠાવવો એ બધી રોજાનીજ ખુબી છે. હવે આત્માના ફાયદા સાંભળો. પેટ પૂજા કરનારા લોકો કે જેમનો ધર્મ ફક્ત ખાવું પીવું અને મજાહ કરવાનો હોય છે તેઓ તો શેખસાદી સાહેબની આ શએર સાંભળે તો બસ છે. શએર—અંદરુન અઝ તઆમ ખાલીદારતા દરદે નુર મોઅરેફત બીની.

હલીમાખાનમ—બીલકુલ સાચી વાત છે. જો કોઇ માણસ સાચી વાત જાણવા માગતો હોય તો તેણે કોઈ પણ જાતનો ફેંસલો કર્યા પહેલાં બધાની વાત સાંભળવી. હું પહેલાં કેવી અંધારામાં હતી! ઠીક, હવે મહેરબાની કરીને હજ અને જકાતનો પણ સાથે સાથેજ ખુલાસો કરી દો, કે, તેમનામાં શું ભેદ છુપાએલો છે.

કાબીલ—એતો બીલકુલ સાફ છે. આજકાલ કોઇ કોમ કોઇ પણ જાતની ચઢતી કરવા માગતી હોય તો તે બધાથી પહેલાં કોઈ એવી જગ્યા કે, જ્યાં બધા ભેગા મળીને વિચાર ચલાવે એવી પસંદ કરે છે. આપની સભાઓ અને કોન્ફરન્સો પણ શું છે? વરસમાં એક

વખત બધા એક ઠેકાણે ભેગા થાય છે, અંદર અંદર વાતો કરે છે અને તેથી સંપ વધે છે. બધાં કામ સલાહની સાથેજ થાય છે. જો આજે આ બધી જમાવની જગા બંધ થઈ જાય તો કુલ કામ પણ બંધ થઇ જાય. ઇસ્લામે જે કામનો પાયો સેંકડો વરસ પહેલાં નાંખ્યો હતો તે આજે બીજી કોમો કરી રહી છે. મુસલમાનોની કોન્ફ્રન્સ તેમના મહોલ્લાઓની મસજીદ, તેનાથી મોટી જુમ્મા મસજીદ, તેનાથી મોટી ઇદગાહ અને બધાથી મોટી હજ કાબબા છે કે જ્યાં દરેક સારી હાલતના મુસલમાન વધારે ન થઇ શકે તો જીંદગીમાં એક પણ વખત આ મજહબી કોન્ફરન્સમાં ભાગ લઈ આવે. જો મુસલમાનો આવી ભારી હીકમતનો ફાયદો ઉઠાવે અને એક મેકમાં મહોબ્બત અને સંપ, આખી દુનિયાનાં મુસલમાનોથી વધારે, તેમનું દુઃખ પોતે સાંભળે અને આપણું એમને સંભળાવે, ત્યાંના વહેપારની વાતો જાણે, તો આજે તેમને કોઇ પણ કોન્ફરન્સની જરૂરતજ ન રહે. પણ જેવી રીતે હું પહેલાંજ કહી ચૂકયો છું. તેમજ તેઓ કરે છે એટલે ગોટલી અને છોતરૂં ખાય છે અને જે રસ છે તેને થુંકી દે છે આજ તેમની પડતીનું કારણ છે. આપના ધરમપુરમાંથી પણ હર વરસે બે એક મુસલમાનો હજ કરવા જતા હશે. તેમની હાલત જુઓ, જ્યારે તેઓ પાછા આવે છે તો શું લાવે છે? અમે જ્યારે સાંભળ્યું છે ત્યારે એજ સાંભળ્યું છે કે તેતો હાજી થઇને ઉલટો પાજી થઇ ગયો. જેનું કારણ એમ છે કે, તેનો એઅતેકાદ એ છે કે હજ કરવાથી બધા આગલા પાછલા ગુન્હા માફ થઈ જાય છે. નાદાનીપણાએ ઇસ્લામના અસલી નુરાની ચહેરા ઉપર એક મેલો પડદો નાંખી દીધો છે. હવે જકાતની રીતેસરીના માટે આપ શું પુછો છો? આપની મ્યુનીસીપાલેટીજ શું કરે છે? જકાત તો લે છે.

લીધી છે અને લેશે, અને પછી તમનેજ આપી દે છે. પૈસે પૈસો કરી હજારો રૂપિયા ભેગા કરી તમારીજ પાછળ લગાવી દે છે. તમને સડકો, ટાઉનહોલ, સ્કુલો, બગીચાઓ, ઇસ્પીતાલો એજ પૈસામાંથી બાંધી આપેલી છે કે જે પૈસા ટેક્સ તરીકે તમારી પાસેથી લઇ ગઇ હતી. આનુંજ નામ જકાત છે. હવે મુસલમાનોની જકાત હજુ પણ ભેગી કરવામાં આવે. અને એક કમીટી તેને સારા કામોમાં વાપરે તો આજકાલ તેમનાજ યતીમખાનાં અને મદરેસાઓ ભીખ માગતા ન ફરે. જકાતના આજકાલ એ હાલ છે કે, પહેલાં તો આપેછેજ કોણ? અને જે કોઈ આપે છે તે પણ એવાને આપે છે કે, જે તેમના એહસાનમાંજ રહે અને તેની કંઇ પણ ખીદમત કરે. વ્યાજનું તો નામ પણ તમે નકામું લીધું. તેની હીકમત તો દુશમનો પણ સમજી ગયા છે. વ્યાજ ખાનાર વાણીઆથી તો પંજાબનો મુલક ત્રાહે ત્રાહે પોકારી રહ્યો છે. આખરે સરકારનેજ આ લોકોની દયા આવવાથી જમીનદારોને આવા વાણીઆના હાથથી બચાવવાને એક એગ્રીકલચર બેંક ખોલવી પડી છે. ઇસ્લામના શરૂઆતના જમાનામાં વ્યાજ ખાવાની રીત ઘણીજ આકરી હતી અને વ્યાજનો કોઈ ખાસ નીયમ પણ નહોતો. કેટલીક વખત તો કેટલાક એવી શરત કરતા હતા કે, જો કાલે સવારે મારો પૈસો નહિ આપે તો તારૂં ઘરબાર જપ્ત કરીશ અને તારાં બાઇડી છોકરાં મારાં લુંડી ગુલામ થઇને રહેશે. ગરજમંદ આ શરતને પણ કબુલ કરી લેતો અને આખરે બીચારાનાં બઇરાં છોકરાં, તેના ગુલામ થઇને રહેતાં. ઇસ્લામનું કામ હતું કે, આવી જાતની બેરહેમી અને જુલમને હરામ કરે અને તેના બદલે એવો હુકમ આપે કે, જો કોઇ કંઇ રકમ કોઇને ધીરે તો તે હસના કરજ પ્રમાણે ધીરે. સબબકે હસના કરજમાં જ્યારે સામા માણસ પાસે રકમ

હોય ત્યારેજ તે પાછી આપે. આ હુકમ ત્યારેજ આપવામાં આવ્યો હતો કે, જ્યારે માણસો પણ તેવાજ હતા. આજે જો કોઈ હસના કરજ આપે તો પછી તેણે પોતાના નાણાં પાછા મળવાની આશાજ મૂકી દેવી. ખેર, આ કામ ઇસ્લામનું, રહેમદીલીનું અને હમદર્દીનું છે. વળી આ એક જાતની સારામાં સારી ખેરાત છે અને તેને એબ. લગાડવી અને તેની બાબત ચર્ચા કરવી એ બીજા માણસોનું કામ છે. અલબત આજકાલ બેંકનું બ્યાજ અને વહેપારી કારોબાર પર ઓલમાઓ ઘણોજ વાદવિવાદ ચલાવે છે અને અકલમંદ ઓલમાઓ આગળ વધીને હીંમતથી કહી રહ્યા છે કે, આવી જાતનું બ્યાજ પેલી જાતના બ્યાજના પ્રમાણમાં કંઇજ નથી અને તેથી આવી જાતનું બ્યાજ ખાવાને ઇસ્લામે ના કહી નથી. મને ભરુસો પણ છે કે, ફેંસલો પણ આમનીજ તરફેણમાં આવશે. કેમકે આજકાલ હિંદમાં મુસલમાનોને પોતાની જાન બચાવવા આ હરામ ખાવું પડશે. કારણકે તેમનામાં આપઘાત કરવાની સખ્ત મનાઇ છે.

હલીમા ખાનમ—બસ, બસ, સાહેબ! હવે તો મને રજા આપો કેમકે વખત કયારનોએ થઇ ગયો છે. હવે કાલ પર વાત. આટલું કહીને હલીમાખાનમ રજા લઇ ચાલી ગઇ.



# પ્રકરણ ૧૨ મું.

---

## વાદવિવાદનો પાંચમો દિવસ.

---

### ગોશ્ત ખાવા વિષે.

---

હલીમાખાનમ—આપ એટલું તો માનતાજ હશો કે, ધર્મ તો તેજ સાચો હોઇ શકે છે કે, જે માણસના સ્વભાવને અનુકુળનોજ હોય. હવે જમાનાના મોટા મોટા લોકોએ એવું શોધી કાઢયું છે કે, માંસ માણસનો ખોરાકજ નથી પણ ઉલટા ખુદ ગરજી અને ખરાબ લોકોએજ પોતાના સ્વાદ ખાતર તેને ખાવાનું દુરૂસ્ત કરી માન્યું છે અને બીજાને બે રહેમીથી મારીને પોતે સ્વાદ લે છે; ત્યારે જે ધર્મમાં માંસ ખાવાની બંધી ન હોય તે ધર્મ ખુદાનો મોકલેલો કેમ કહેવાય? કેમકે કુદરતના કાનુનની માફક માંસ માણસ જાતનો ખોરાક નથી.

કાબીલ—વાહ, આપે તો ઘણીજ મહેનત ઉઠાવીને એક વિકટ સવાલ શોધી કહાડયો છે! પણ હું ઘણોજ ખુશી થયો છું કે, આજે એવા સવાલનો ફેંસલો થઇ જશે કે જેણે લગભગ આખી દુનિયાના લોકોને વિચારમાં નાખી દીધા છે અને દુનિયાને માલુમ થઈ જશે કે, ઘરની ચાર દિવાલોમાંજ બેશીને સવાલ ઘડીને દીલખુશ કરી લેવું તે બીજી વાત છે. હવે આપ મહેરબાની કરીને માંસ નહિ ખાવા બાબત દલીલો કહો કે જે આપને ખાસ ભણાવવામાં આવી હોય. પછી હું પણ તેનો જવાબ આપીશ. કારણ કે, માંસ એ માણસનો કુદરતી

ખોરાક નથી એવો તમારો દાવો છે; એથી સાબીત કરી આપવું આપનેજ શીર છે.

હલીમાખાનમ—બહુ સારૂં, આપ ધ્યાન પૂર્વક એક પછી એક સાંભળજો. પણ બધામાં સારી દલીલ તો એજ છે કે, માંસ ખાવું એ એક બેરહેમાનું કામ છે જેને ખુદા જેવો રહીમ અથવા ઇશ્વર જેવો દયાળુ કયારે પસંદ કરશે?

કાબાલ—એ તો આપે દીલથીજ ઘડી લીધું છે કે, જાનવરોને મારીને ખાવું એ એક બેરહમીનું કામ છે. જો કદી જાનવરને મારીને ખાવું એ એક બેરહમીનું કામ હોત તો બેશક ખુદા એવો દયાળુ છે કે, તે આ જુલમને કદી પણ વ્યાજબી ઠરાવત નહિ. અમે ગમે ત્યાં નજર કરીએ છીએ ત્યાં તેણે આ વાતની રજા આપેલી દેખાયછે. અરે રજા તો શું! પણ આખી દુનિયાની ઉપર ફરજીઆત કરેલ છે. લો સાંભળો. વાઘને હરણ મારી ખાવાનો કોણે હુકમ દીધો છે? બાજ અને શકરાને કબુતર અને હોલાને ફાડી ખાવાનું કોણ જાણે કોણે કહ્યું છે? દરિયામાં મગર શું કરે છે? મોટી માછલીઓ નાની માછલીઓને ખાઇને પોતાનું ગુજરાન કરે છે. મોર સાપને કેટલી ખુશીથી ખાય છે? અને સાપ દેડકાનો કેવી સરસ રીતે નાસ્તો કરે છે? દેડકું પાણીના નાના નાના કીડાઓને કેવા સ્વાદથી ચાખે છે? દુનિયામાં જ્યાં નજર દોડાવો ત્યાં આવા દાખલા મળે છે. જીવ પર જીવ ગુજરાન કરે છે. હવે માંસ નહિ ખાનારા પોતાના ખુદાથી આનો જવાબ માગે કે, આવો બેરહમીનો કાયદો કેમ ઘડયો? શું એ સર્વ શક્તિવાનના હાથમાં એટલું પણ નહોતું કે, વાઘનો ખોરાક ઘાસ અને બાજનો ખોરાક જવારના દાણા અને મગર મચ્છનો ખોરાક દાળ ભાત બનાવી દે! જનાવરોને એક ઠેકાણે મૂકો, માણસોને પણ

ખુદાએ આ વાતથી દુર નથી રાખ્યા. આપણે પાણી જે રાતદિવસ પીએ છીએ તેમાં જુઓ તો તમોને ખબર પડે કે, આપણને લાખો જીવ પીવા પડે છે. શ્વાસ વાટે કરોડો જીવ આપણા પેટમાં જાય છે. આ એવા જીવ છે કે, જેનાથી માણસ પોતાનું પોષણ કરે છે અને તેની જીંદગીનો દારોમદાર આજ જાનવરો પર છે. હવે કહો કે, આ બેરહેમી કોણે વ્યાજબી કીધી? અમે કહીએ છીએ કે, આ બે રહેમી નથી. પણ ખુદાની હીકમત છે. એણે એક જીવ પર બીજાની પરવરીશ મૂકેલી છે. એના કાનુનો ઉપર ચર્ચા કરનાર અમે કોણ! ચર્ચા તો તેજ કરી શકે કે, જે તેનાથી મોટો હોય.

હલીમાખાનમ—બેશક હું માની તો ગઈ કે જીવ પર જીવ પળે છે અને તેથી જીવ મારવો એમ કહેવું એ બેહુદાપણું છે, પણ આપણો વાદવિવાદ તો બીજોજ છે. અમારે તો જોવું છે કે માણસને વાસ્તે ખુદાનો શું હુકમ છે? વાઘની માફક તેને પણ માંસ ખાવાની ફરજ પાડવામાં આવી છે? અમે તો જોઇએ છીએ કે, માણુસ માંસ ખાધા વગર પોતાનું ગુજરાન કરી શકે છે, તો આવો જુલમ શા માટે પસંદ કરવામાં આવ્યો છે?

કાબીલ—પાછી આપે એજ ભૂલ કીધી જે તેનું નામ જુલમ રાખ્યું. આપે કયા કાયદાથી માની લીધું કે એ જુલમ છે? આપ એમ માનો છો કે, બકરી ખાવી જુલમ છે? પણ જૈન લોકો લીલી ભાજી ખાવાને પણ એટલુંજ પાપ ગણે છે. હવે જો કદી એવો ધર્મ પેદા થાય કે, ઘઉં ખાવા તે પણ જુલમ ઠરાવી દે, તો પછી શું થાય! આ વાત જોવાની છે કે, ખુદા માણુસ જાતને માંસ ખાવાનું કહે છે કે નહિ? જો તે માંસ ખાવાથી અટકાવતો નથી તો તેનો બીજો અર્થ એમ થાય છે કે, તે રજા આપે છે.

હલીમાખાનમ—હા, એની સાબીતી હું આપું છું કે, ખુદા માણુસને માંસ ખાવાની રજા નથી આપતો જેનો બીજો અર્થ એમ થાય છે કે, તે ના કહે છે. સાંભળો, કુદરતના કાનુને જે જાનવરોનો ખોરાક માંસ બનાવ્યો છે. તેમનો સ્વભાવ અને બનાવટજ જુદી જાતની બનાવી છે. સિંહ અને વાઘનો ખોરાક માંસ છે તેથી તેને કુદરતે તેવાજ વાંકાચુંકા દાંત આપ્યા છે કે જેથી તે સહેલાઇથી ચીરી ફાડી શકે અને હાડકાને ચાવી શકે. તાકાત અને ચાલાકી એવી આપી છે કે, જે શીકાર કરવામાં મદદગાર થઇ પડે. શીકારી પક્ષીઓને જુઓ. તેમની ચાંચ કેવી વાંકી બનાવી છે અને તેમના નખ પણ અજબ તરેહના હોય છે. બસ આજ ચીજો તેમના સ્વભાવ પ્રમાણે છે જેથી તે ખુદાના લાઇસન્સની ગરજ સારે છે. માણુસને આમાંનું શું આપ્યું છે? જેનો માંસ ખાવાનો સ્વભાવ બનાવટી હોય, તે તો ભાજી પાલો ખાનાર જાનવરોને ઘણુંજ મળતું આવે છે. માંસ ખાનારા જાનવરો જીભથી લચ લચ કરીને પાણી પીએ છે તેમને દોડવાથી પરસેવો પણ નથી થતો અને તેઓ વાગોળતા પણ નથી. તેનાથી ઉલટો સ્વભાવ ભાજી પાલો ખાનાર જાનવરોનો છે. હવે જયારે અમે માણુસને ભાજી પાલો ખાનાર જાનવરોમાં જોઇ શકીએ છીએ તો આપણુને ખાત્રી થઇ જાય છે કે, તે ભાજી પાલો ખાનાર જાનવર હતું પણ ફક્ત ખુદ ગરજથી બગડીને માંસ ખાનાર બની ગયો છે અને એ મોટો ગુન્હો છે જેની સજા તેને મળશે કેમકે જાનવરને પોતાનો સ્વભાવ બદલવાનો અખત્યાર નથી. માણુસનો સ્વભાવ હમણાં પણ કાયમ છે પણ તેને અકલ આપેલી છે તેથી પોતાનો સ્વભાવ બદલી શકે છે, અને તેથીજ ગુન્હામાં ફસાઇ જાય છે.

કાબીલ—હા, આજ બધામાં મોટામાં મોટી દલીલ, આપના જે-

વાજ વિચારવાળા માણુસો પાસે છે જેથી તેઓ ભોળા લોકોને ઉંધું ચ-તુ સમજાવીને પોતાનો શિકાર બનાવી લે છે. આ દલીલ જેટલી મજબુત સમજવામાં આવે છે તેટલીજ પોચી અને અર્થ વગરની છે. સાંભળો. માંસ નહિ ખાનાર લોકોએ જાણી જોઇને જાનવરોની બે જાતો બનાવી દીધી છે. પહેલી તો એકે, જે બીલકુલ માંસપરજ રહેનાર છે અને બીજો વર્ગ એ બનાવ્યો છે કે, જે બીલકુલ ભાજી પાલો ખાઇને જીવે છે. પણ આ બેની વચ્ચેના વર્ગને તો સાફ ઉડાવીજ દીધો છે કે જે માંસ અને ભાજી પાલા બંને ઉપર રહે છે. દાખલા તરીકે કબુતર જે બીલકુલ અનાજ ખાનાર છે તેને જો કદી આપણે દશ દિવસ સુધી ભૂખ્યું રાખીએ તો પણ તે કીડા અથવા મંકોડા અથવા કોઇ પણ જીવ ઉપર નજર પણ નાખશે નહિ. હવે કુકડીઓ ( મરઘીઓ ) ને જુઓ. જે દાળ રોટલો, ભાજી પાલો અનાજ વિગેરે બધું ખાય છે પણ જ્યાં અળસીયાં, પતંગીયાં અથવા કીડાઓ જુએ છે કે, એકદમ દોડીને ઓહીઆં કરી જાય છે. ચોપગા જાનવરો પર નજર કરો. બકરો હંમેશા ઘાસ પાલો ફળફુલ ઇત્યાદિ ચીજો પરજ રહે છે અને ઘણું થાય તોજ રોટલી પણ ખાઇ જાય છે પણ એમ કદી જોવામાં નથી આવ્યું કે, કોઇ બકરાએ ઉંદર મારી ખાધો હોય, કારણકે કુદરતનો તેને હુકમજ નથી. આજ જગાએ કુતરાને જુઓ, રોટલી, ચોખા, કઢી કે દાળથી પોતાનું પેટ ભરે છે પણ વખતપર શીકાર કરવા પણ ચુકતા નથી. કેમકે કુદરતનો તેમને હુકમ છે કે, તેમને બંને વાતોની છુટ છે. સાર એજ કે જાનવરોની ત્રણ જાતો છે. માંસ ખાનાર, ભાજી પાલો ખાનાર, માંસ અને લીલોતરી બંને ખાનાર. હવે અમે કહીએ છીએ કે, જો કદી હેવાન અને માણસ બંનેની સરખામણી કરીએ છીએ તો માણસને એ વર્ગમાં મુકવો

જોઇએ કે, જેમાં તેને બંને જાતની છુટ છે. જેમાં તે રીંગણાનું શાક પણ ખાઇ શકે અને કોરમાં અને પુલાવ પણ ઉડાવી શકે. કુદરત તરફથી માણસને અશરફુલ મખલુકાત નામ મળ્યું છે. પણ જો કદી સાચું પૂછો તો આવી સરખામણી કાયદાની રૂએ બીલકુલ ખોટી છે કે માણસને હેવાનની સાથે સરખાવીએ. કારણ કે તે એક બીજાથી બીલકુલ મળતાજ નથી. હેવાનોને ખુદાએ અક્કલ પણ વધારે આપી નથી કે જેથી તેઓ પોતાના આરામનો બંદોબસ્ત કરે. અને તેથીજ તેમની ઉપર આવી જાતનો બોજો પણ નાખ્યો નથી. આજ કારણથી જ્યાં હેવાન પેદા થાય છે કે, શરદીથી બચવાને પોતાના ડીલ પર વાળ અને માખીઓથી બચવાને પૂંછડા રૂપી પંખો લઇનેજ આવે છે. પણ માણસના બચ્ચાં તરફ જુઓ તે બીલકુલ નાગો હોય છે, કેમકે ખુદાએ તેના મા બાપોને શરદી અને વરસાદથી બચવાને ઘણીજ સારી અક્કલ આપી છે જેથી તે બધી જાતનો બંદોબસ્ત કરી શકે છે. અમો નેચરને માનનારાઓને પૂછીએ છીએ કે, તમને કદી પણ ખ્યાલ આવ્યો છે કે, અમને નાગા પેદા કીધા છે તો શરદીથી બચવાને રજાઇઓ અને ગરમ કોટ શા માટે બનાવીએ છીએ અને એમ કરવાથી નેચરના હુકમને તોડી ગુન્હામાં પડીએ છીએ!

હલીમાખાનમ—આમાં શું ગુન્હો છે! ખુદાએ આટલા વાસ્તેજ અક્કલ આપી છે કે, જેથી તેઓ તેને કામમાં લાવે. અને મોજ મજાના સાધન તૈયાર કરી મજા કરે.

કાબીલ—બસ, ત્યારે માણસને છરી અને કાંટા બનાવવાની અકકલ મળી છે તો પછી તેને વાઘ અને સિંહના જેવા દાંત અને પંજાની શી જરૂર છે? હવે આપની પેલી દલીલ કે જો કદી

માણસ માંસાહારી હોતતો તેને પણ તેવાજ દાંત અને પંજો હોત, તે દલીલ બીલકુલ જૂઠી ઠરે છે, પણ ઉલટું તેને ખુદા તરફથી અકકલનું ઇનામ મળ્યું છે અને તેથીજ તે ઝાડ, પાન અને પર્વતોની ગુફાઓ માં રહેવાને બદલે મોટા મોટા મહેલો અને બંગલા બનાવીને રહે છે અને આ બધી મોજ મજાહ માણસના સ્વભાવને અનુસરતીજ છે. ત્યારે આના માંસનો ખીમો અને શામી કબાબ બનાવવાં એ સ્વભાવને કયાં અનુસરતું નથી ?

હલીમાખાનમ--પણ કોઇ બચ્ચાંની આગળ લાડુ અને માંસનો ટુકડો બંને મુકવામાં આવે તો બચ્ચું એકદમ લાડુપરજ હાથ નાંખશે અને માંસથી તો ડરીજ જશે. સાર એ છે કે, બચ્ચું પોતાના સ્વભાવ પ્રમાણે કરશે.

કાબીલ—આતો આપે કોઈ વાણીઆના છોકરાને જોયો હશે ! કોઇ અફગાનના દીકરા સામે માંસનો લોચો મુકી અને પછી જુઓ કે, તે તેને લઇને એકદમ ચુલા તરફ દોડે છે કે નહિ ?

હલીમાખાનમ—જેટલા માંસ ખાનાર જાનવરો છે તે બધા તો માંસને કાચુંને કાચુંજ ખાય છે અને કુદરતે તેમની હોજરીમાં એવી ચીજ પાચન કરવાની શક્તિ આપી છે, પણ જો માણસ કાચું માંસ ખાય તો હું જાણું.

કાબીલ-ફરી પાછો એજ સવાલ ! હમણાં તો હું તેનો જવાબ આપી ચૂકયો કે, માણસના સ્વભાવથી હેવાનનો સ્વભાવ તદ્દન જુદોજ છે, તેથીજ હેવાને કાચું અને માણસે રાંધીને ખાવું જોઇએ. હવે કાચું ખાવાની વાત રહી. હું આપને પૂછું છું કે, અનાજ તો માણસનો સ્વભાવિક ખોરાક છે તેથી આપ એક દિવસ ફકત કાચી

મકાઇજ ખાઇ તો જુઓ! પણ આપ તો તેને દળાવો છો પછી રંધાવો છો. અને છેવટે તેને ખાઓ છો. શું! આ કુદરતને ખીલાફ વાત નથી?

હલીમાખાનમ—માંસતો સ્વભાવિક રીતેજ માણસને નુકશાન કારક છે. તેનાથી તો સેંકડો જાતનાં દરદ પેદા થાય છે.

કાબીલ—હું ડાકટર તો નથી પણઃએટલું તો જાણું છું કે, હજારો દલીલો કરતાં અનુભવ સૌથી ચઢી જાય છે. અહીંના બધા લીલોતરી ખાનાર અને માંસ ખાનાર બંનેને ભેગા કરો અને સીવીલ સરજનને બોલાવીને તે લોકોની તપાસ કરાવો અને પછી જુઓ કે કોની તંદુરસ્તી વધારે ખરાબ છે. ફકત થોડાજ પક્ષ"સિવાય આખી દુનિયા માંસ ખાય છે પણ કોઇની તંદુરસ્તી ખરાબ હશે નહિં. ફકત હિંદુસ્તાનનોજ દાખલો જુઓ કે, થોડાકજ રજપુતાનાના વાણીઆ અને બ્રાહ્મણો સિવાય આખું હિંદુસ્તાન માંસ ખાનાર છે અને ન ખાનારમાં પણ બરાબર અડધો અડધ ભાગના લોકો છાના માના ઉડાવે છે તેનું શું કારણ હશે કે, માંસ, બધાને પસંદ છે! બસ એજ છે કે, તે માણુસનો કુદરતી ખોરાક છે અને તેના વગર તે રહી શકતો નથી. હું બધામાં મોટામાં મોટી એકજ દલીલ આપું છું તે એ છે કે માંસ ખાનારની સામે હજાર જાતની મીઠાઇઓ અને પકવાનો હોય પણ સાધારણ શેકેલા કબાબ પર તેનો હાથ એકદમ પડશે.

હલીમાખાનમ—માંસ ખાનાર ખાસ કરીને ગુસ્સાવાળા અને અક્કલ વગરના હોય છે અને તેમની ચાલ ચલણ તદ્દન ખરાબ હોય છે.

કાબીલ—આતો દેખીતુંજ તોહમત છે. દુનિયાના મોટા મોટા હકીમો અને મોટા મોટા ફીલોસોફરો અને મોટા મોટા હાકીમો પણ

માંસાહારીજ હતા અને છે. હવે ફરમાવો કે કોઈ લીલોતરી ખાનારે કોઈ પણ જાતની શોધ કરી છે? કે જેની ઉપર તેની અક્કલની આટલી બધી તારીફ થાય છે! ચાલ ચલણ બાબત એટલું કહેવું બસ થશે કે, લીલોતરી ખાનાર કોમ ખાસ કરીને બેગેરત થઇ જાય છે અને માંસ ખાનાર આબરૂ અને સ્વમાન ધરાવનાર હોય છે અને તેથી તેને ગુસ્સાવાળો કહેવામાં આવ્યો છે. કોઇ માણસ જો એક માંસાહારી માણસને ગાળ દે તો તેનાથી તે સહન થઈ શકશે નહિ પણ જો એક લીલોતરી ખાનારને ગાળ દે તો તે સહન કરી શકશે. આ વાત કાંઇ તેની ચાલ ચલણની નથી પણ એક જાતની ખરાબ ચાલચલણ છે કે જેને નાંમરદી અથવા બાયલાપણું કહેવામાં આવે છે.

હલીમાખાનમ—જો માંસ, માણસનો કુદરતી ખોરાક છે અને જો કોઈ કોમ તેને છોડી દે તો, કુદરત તરફથી તેને જરૂર સજા મળવી જોઇએ. કેમકે કુદરતના ફરમાનનું અપમાન કર્યું કહેવાય!

કાબીલ—બેશક સજા મળે છે, અને આવી કોમને તે સજા છે કે, કોઇ લીલોતરી ખાનાર કોમ કોઇ મુલકના ભાગમાં રાજ્ય કરતી જણાતી નથી અને ભવિષ્યમાં કરશે પણ નહિ આ કેવો ભારે ફીટકાર છે! હમણાં જાપાન માંસ ખાવાનું મુકી દઇને જોઈ લેકે, શું થાય છે! સિપાઇઓ એવા થઇ જશે કે, લોહીને જોતાંજ તેમને તમ્મર આવી જશે. પછી લડાઇમાં કોણ જશે.

હલીમાખાનમ—મુસલમાનોમાં ઘણા દરવેશો અને પવિત્ર માણસો માંસ ખાવાનું મૂકી દે છે? જો આ વાત સારી હતતો શા માટે મુકી દે?

કાબીલ—એ વાત જુદી છે. હું કહી ચૂકયો છું કે, માણસનો સ્વભાવ એવો છે કે, તે લીલોતરી અને માંસ પણ ખાઈ શકે છે. હવે જો તે માંસ થોડું ખાય અથવા બીલકુલ ન ખાય તો તેની મરજી.

ઠંડા દેશના લોકોએ માંસ વધારે ખાવું જોઇએ અને ગરમ દેશના લોકોએ ન ખાવું જોઇએ. આપણા હિંદ જેવા દેશના લોકોએ માંસ અને લીલોતરી બંને ખાવી જોઇએ. એવીજ રીતે દરેક માણસે પોત પોતાની તબીયતને અનુસરીને થોડું અથવા વધારે ખાવું જોઇએ. જો કોઈ સિપાઈ ફકીર બની જાય તો તે માંસ ખાવું છોડી દે એ વ્યાજબી છે. જો એક દુકાનદાર પોતાના મગજને ઠંડું રાખવા માંસ નથી ખાતો. ( જેથી પોતાના ગ્રાહકોમાં ઠીક વર્તણુંકથી ચાલે ) તો તે પણ વ્યાજબી છે. એવીજ રીતે જો કોઇ વાણીઓ પોલીસમાં નોકર થાય તો તેને માંસ ખાવું શરૂ કરવું પડશે. ટુંકામાં એજ કે, માંસ ખાવું અથવા ન ખાવું અથવા વધારે કે થોડું ખાવું તે માણસની મરજી ઉપર રહે છે પણ એમ કહેવું કે, માણસનો સ્વભાવ "માંસ ખાવાની વિરૂદ્ધ છે એ બીલકુલ જુઠી વાત છે.

હલીમાખાનમ—ખેર, માંસ એ માણસનો કુદરતીજ ખોરાક છે પણ જો કદી માણસો પોતાના દેશના ફાયદાને વાસ્તે એને મૂકી દે તો શું ખોટું છે? ઘી જેવી તાકાત આપનારી ચીજ કેટલી મોંઘી થઇ ગઇ છે અને દુધ જેવી સ્વાદિષ્ટ અને જોર આપનારી ચીજ મોંઘવારીને લીધે ગરીબ માણસોને કયાં નસીબજ થાય છે? જો જાનવરોનું કાપવું બંધ કરી દેવામાં આવે તો આજે પાંચ શેરનું ઘી અને એક મણનું દુધ વેચાવા લાગે અને બધા ખાઇપીને કેવા તંદુરસ્ત થઇ જાય! અને પહેલાના જેવીજ બસો વરસની આવરદા થઇ જાય.

કામીલ—હા, હવે આપ ખાસ વાતપર આવ્યાં છો. જ્યારે કુદરતના કાયદામાં હાર્યા ત્યારે હવે ફાયદાની વકીલાત શોધવા લાગ્યા. ખાસ વાત તો એજ છે કે, આપની તરફદાર પારટીના લોકો પહેલાં-

થીજ બુતપરસ્ત અને હેવાન પરસ્ત છે. જુની ટેવ એજ તેમનો સ્વભાવ બની ગયો છે. બુતપરસ્તી તો જાહેરજ છે. પણ હેવાનપરસ્તી પણ નસે નસમાં વ્યાપી રહી છે. ખાસ કારણ એજ છે કે, અમુક જાનવરોને દેવતા જાણી તેમનો જાન બચાવવા જુદી જુદી તરેહના ઢોંગ કરે છે. કેટલીક વખત તો માંસ ખાવું એ કુદરતના કાયદા વિરૂદ્ધ સમજવામાં આવે છે અને કેટલીક વખત તો તંદુરસ્તીને નુકશાન કારક ગણીને ડાકટરીજ કરવા મંડી જાય છે પણ ચોકખે ચોકખું કહી દેતા નથી કે, અમારા ધર્મમાં ફલાણા ફલાણા જાનવરોને દેવતાઓ માનવામાં આવે છે અને તેથીજ અમારે તેમની ઇજજત કરવી જોઇએ, તેથી દરખાસ્ત કરીએ છીએ કે, જો અમારી ભાઇબંધ કોમો જો અમારે વાસ્તે થોડીજ છુટ આપે અને તેમનું માંસ ખાવું મૂકી દે તો અમે તેમના એહશાનમંદ થઇશું, એટલે થયું. એવા સલાહ પસંદ અને સમજદાર લોકો ઘણા છે, જેઓ આ વાતને એકદમ માની જશે. આતો કુદરતના કાનુનનેજ ભેળવીને લોકોને સતાવે છે પણ એમ સમજતા નથી કે, બીજાઓમાં પણ કોઇ અક્કલવાળો તો હશેજ. હુંતો એમજ કહું છું કે, આ વકીલોમાં પણ અક્કલ નથી અને તેથીજ તેઓ કહે છે કે, જો માંસ ખાવું મૂકી દેવામાં આવે તો ઘી અને દુધ પાંચ શેરનું અને મણનું વેચાય! હિંદુસ્તાનમાં હમણાં પણ એવાં સેંકડો હિંદુ રાજ્યો છે જ્યાં ઘી અને દુધનાં જાનવરો કપાતાંજ નથી. તો પણ ત્યાં ઘી કેમ સસ્તું નથી! બીજું જો કોઇ એમ કહે કે, ઘી બહાર મોકલવામાં આવે છે તો મુલકનું ભલું ઇચ્છનારા લોકોનું કામ છે કે, ઘીની નિકાશ બંધ કરાવીને જુએ કે, રૂપીયાનું કેટલું ઘી વેચાય છે! કારણકે એમ કરવાથી બધાને લાલચ થઇ જશે અને બધા એનું અનુકરણ કરશે. ઘી અને દુધ જો સસ્તુ કરવું હોય તો

એક બીલકુલ સહેલી રીત એ છે કેઃ—જુદી જુદી જગ્યાએ દુધાળાં જાનવરોને પાળવા ફાર્મ બનાવવાં જોઇએ અને તેમને ચરવાને વાસ્તે જગ્યાઓ બનાવવી જોઇએ. તેમજ દુધ, દહીં અને ઘીનાં કારખાનાં બનાવવાં જોઇએ. તેનો કારભાર મોટા પાયા પર પૈસાદાર અને ભણેલા ગણેલા શેઠ લોકોએ કરવો અને જે જાનવરો દુધ દેનારાં ન હોય તેમને માંસાહારી કોમને સોંપવાં અને દુધવાળાં જાનવરોથી ફાયદો ઉઠાવવો. માંસ ખાવું એ પાપ છે એ શક મનથી દુર કરવો અને કુદરતના કાનુનનો ભેદ જાણવો કે, માણુસ ( અશરફુલ મખલુકાત ) ઉંચામાં ઉંચુ પ્રાણી છે કે જે બધાં જાનવર, બધા ઝાડ અને પર્વતથી જુદી જુદી રીતે ફાયદા ઉઠાવે છે. કોઇનાં ફળ ખાય છે, કોઇના છાંયડામાં બેસે છે, કોઇના ફુલ સુંઘે છે, કોઇનું તેલ કાઢે છે, કોઇને કાપીને ફરનીચર બનાવે છે અને કોઇને બળતણ તરીકે વાપરે છે. તેવીજ રીતે જાનવરોને પણ જરૂરતના વખતે કામમાં લેવા એ ફરજ છે. કોઇના ઉપર સવારી કરવામાં આવે છે, કોઇથી હળ ખેંચવામાં આવે છે, કોઇનું દુધ પીએ છે અને કોઇનું માંસ ખાવામાં આવે છે. તેમનાં ચામડાનાં જુદા જુદી તરેહનાં બુટ અને જુદી જુદી તરેહની બેગ તૈયાર કરે છે. જરા વિચાર તો કરો કે, જો જાનવરો કાપવાનું બંધ થઇ જાય તો જાનવરો ક્યાં સમાય અને તેમના માટે ચારો ક્યાંથી આવે ? હમણાંજ એવી હાલત છે કે વરસાદની તાણને લીધે ઘાસ માટે કેટલી બુમો પડે છે. પછી તો એજ હાલ થાય કે, બધા ખેતરો જાનવરોનેજ હવાલે કરી દેવાં પડે અને માણસો દુનિયાં છોડીને હીમાલય પર્વતમાં જઇ ભરાય. જાનવરોનું વધતું જતું પ્રમાણુજ બતાવે છે કે, માણસે તેમને ખાઇનેજ ઓછાં કરવાં જોઇએ. જુઓ હિંદુસ્તાનમાં રોજનાં હજારો બકરાં કપાય છે

પણ અમે કદી એમ સાંભળ્યું નથી કે, આ વરસે બકરાંની અછતને લીધે માંસ આઠ આને શેર વેચાવા લાગ્યું છે અને ઘણું તો પાંચશેરના પણ થઇ જાય છે. તો ખ્યાલ તો કરો કે, આ ઉન્નતિ ક્યાં સમાશે? કોઈ પોતાના ઘરમાં દશ બકરીઓ પાળી તો જુએ કે, ચાર વરસમાં શું હાલ થાય છે! આવીજ રીતે કુકડીઓ રાખીને જુએ કે, તેમનું પ્રમાણ આપણને કાયર કરી નાખે છે કે નહિ? બસ, આથીજ જાહેર થાય છે કે, લીલોતરી ખાનારી કોમ ખુદાની રહેમતને ઠોકરથી ફેંકી દે છે. ખુદાએ તેમનું મોં બંધ કરી દીધું છે અને આ કુફ્રની રૂએ તેમને એ સજા થઇ છે કે, આખી ઉમર પાતળી દાળ અને મુળાનું શાક ખાઇ ગાળવી પડે છે. ખેર, એ પોતાના દીલના મુખત્યાર છે. તેમને કોણ કહે છે કે, તમે માંસ ખાઓ? પણ એમણે પોતાની નેચરલ ફીલોસોફીને મનમાં ગુપ્ત રાખવી જોઇએ અને વધારે વાદવિવાદ અને મગજ ફોડી કરવી નહિં, નહિં તો બીજાઓને આખરે કાયર થઇને નેચરલ ફીલોસોફીના મ્હોં પરથી પડદો કાઢી નાખવો પડશે. વાદવિવાદ વધારે લાંબો થઈ જવાની બીક છે નહિં તો મારી પાસે હમણાં પણ સેંકડો પોઈંટ બાકી છે.

હલીમાખાનમ—પણ એતો બતાવો કે, આપણી માફક બીજાનો પણ જીવ સમજવો કે નહિ? જો કોઇ હમણાં મારૂં ગળું કાપી નાખીને ખાવા ચાહે તો મને કેટલું લાગશે?

કાબીલ—શાબાશ, આ સવાલ આપનો બાકી રહી જાય છે. ઠીક સાંભળો. જો આપ બીજાનો જીવ પોતાના જીવની બરાબર સમજો છો તો આપ રોજ બળદોની ખાંધ પર આટલો બધો બોજો લાદીને ખુદ સ્વાર થઇને શા માટે આવો છો? જો અમો આપને રથમાં જોડીને શહેર સુધી લઈ જઇએ તો આપનો જીવ કેવો દુઃખી થશે?

એવીજ રીતે દરેક જાનવરોને જાલીમ માણસો, પોતે તો નરમ ખાણાં ખાય છે અને નરમ પથારી પર સુવે છે જ્યારે તેમને બીચારાઓને ઘાસ ભુસા જેવી સખત ચીજો ખાવા આપે છે. અને કેવા સખત સખત કામ તેમનાથી લે છે? આ કાંઇ ઓછી પાપની વાત છે?

હલીમા—વાહ વાહ, જાનવરો બન્યાજ છે આવા કામને વાસ્તે કે તેઓ આવી સખ્ત મજુરી કરે. તેમને કોઇ તકલીફ માલુમ પડતી નથી કેમકે કુદરતે તેમને પહેલાંથી આવા મજબુત બનાવ્યા છે.

કાબીલ—હા સાહેબ, ત્યારે અમારો પણ આજ જવાબ છે કે, કુદરતેજ તેમને અમારા ખોરાકને વાસ્તે પેદા કીધા છે. બસ તેમને એટલીજ તકલીફ થાય છે જેટલી એક ડાળીને ઝાડમાંથી તોડતાં અથવા એક બળદને રથ ખેંચવાથી થાય છે. "

હલીમાખાનમ—ગમે તેમ હોય પણ લીલોતરીનો ખોરાક માંસ કરતાં વધારે તંદુરસ્તી આપનાર છે.

કાબીલ—વાહ, પાછી ડાકટરી બતાવવી શરૂ કરી. જો આ વાત સાચી છે તો તમારા સાથીઓને કહી દો કે પહેલાં ઘી, માંખણ, દુધ ખાવું છોડી દો. કેમકે આ બધા હેવાની ( માંસ ) ખોરાક છે અને કુદરતના કાનુનની પેઠે આજ પાપ છે કેમકે કુદરતે હંમેશાં બચ્ચાંને વાસ્તેજ દુધ પેદા કર્યું છે એની સાબેતી એજ કે જયાં દુધ પીવું છોડયું કે, તરતજ દુધ સુકાઇ જાય છે. હવે ખુદ ગરજી અને જીભના ચટકારાવાળા ધરમાત્મા લોક બચ્ચાંનો હક મારીને, અને તેમને માની પાસેથી જબરજસ્તીથી ખેંચીને, પોતે ખીર અને પુરીઓ ઉડાવે છે અને ગરીબ બચ્ચાંઓને દોરડાથી બાંધી રાખે છે. આ કેવી શોકની વાત છે! આનાથી તો હલાલ કરીને ખાઇ જવું એજ સારૂં છે. કારણ કે તેમાં તો એકજ મીનીટનું દુઃખ થશે. અને આતો

આખી ઉમરનું છે. હવે જો કોઈ તેમને પૂછે કે, મહારાજ શું આપ દુધ અને ઘી વગર જીવી નથી શકતા! તેલની તળેલી પુરીઓ બનાવો અને વેંસણના શાકથી ગુજરાન કરો નહિ તો ફરીથી અમને આમ કહેવું મૂકી દો કે, જ્યારે તમે લોકો વગર માંસે જીવી શકો છો તો પછી કેમ જીવ હત્યા કરો છો?

હલીમાખાનમ—વાહ, વાહ, સાહેબ, આપ પણ ઠીક મળ્યા કે, હવે બીચારાઓને દુધ અને ઘી પણ મુકાવી દો કે, જેથી બીલકુલ મરીજ જાય. આપે તો સારી વાત કરી છે, સાહેબ!

કાબીલ—હાલ તો! અમો તો એમજ ચાહીએ છીએ કે, એમનામાં કોઇ એવા રીફારમર પેદા થઇ જાય કે જે ઘી અને દુધ ખાવું જુલમમાં ગણે તો પછી દુધ અને ઘી ઘણુંજ સસ્તું થઇ જાય અને અમે તો ખુબ ખુશી થઇને ખાઇએ. આવીજ રીતે અમે આ લોકોની આ મહેનતની કદર કરીએ છીએ કે જો આ લોકો માંસ ખાવું મુકી દે કે જેથી માંસ આથી પણ વધારે સસ્તું થઇ જાય અને અમારી ગરીબ કોમ તેથી જોઇએ તેવો ફાયદો ઉઠાવે. પણ ત્યાં કોણ છોડે છે! મુસલમાનોનું તો ખાલી નામ બદનામ છે પણ વધારે ખાનાર તો એજ છે. જરાક પંજાબ અને બંગાળામાં જઇને જુઓ કે વધારે માંસ કોને ત્યાં રંધાય છે? સમાજમાં પણ બે તડ પડેલાં છે. ઘાસ પારટી અને માંસ પારટી. વેદથી પણ સાબીત થઈ રહ્યું છે કે, પ્રાચીન સમયમાં બધા રૂષિ, મુનીઓ, દેવ, દેવતા, માંસાહારી હતા. રાજા મહારાજા હરણોનો શિકાર કરી કબાબ ખાતા પણ અમારે અને તેમને શું લાગે વળગે છે કે, વેદમાં માંસ હરામ છે કે, હલાલ! અમારી સાથે તો કુદરતના કાનુનો ઉપર વાદવિવાદ હતો. જો આમાં કોઇ પોઇન્ટ

બાકી હોય તો કહો, નહિં તો રાત્રે વિચાર કરીને અથવા કોઇથી પૂછીને આવજો.

હલીમાખાનમ—ખેર, સાહેબ મેં બધું કબુલ કીધું, પણ મારી જો એજ સલાહ છે કે, જો હિંદુસ્તાનના મુસલમાનો માંસ ખાવું મૂકી દે અને તેમાં પણ ખાસ કરીને ગાય કાપવી મૂકી દે તો હિંદુ જેવી એક મોટી કોમને પોતાની હમદર્દ બનાવી લેશે.

કાબીલ—હા, એ વાત બીજી છે. એમ તો અમો પણ ચાહીએ છીએ કે, જો અમે અમારૂં કંઇક થોડુંક નુકશાન વેઠીને અમારી ભાઇબંધ કોમની દોસ્તી કરી લઇએ તો ઠીક છે. પણ જ્યાં સુધી વિચાર શક્તિને દોડાવીએ છીએ ત્યાં સુધી આ કામમાં ઘણી મુશ્કેલ લાગે છે. આ સવાલ કંઈ નવો નથી. કેટલાક પેપરો તો એવું પણ કહે છે કે, જો મુસલમાનો માંસ ખાવું મૂકી દે તો પછી હિંદુઓને કોઇ વાતની ફરિયાદ નથી. પણ હું કહું છું કે, રાજપુતાનામાં લાખો મુસલમાનો એવા પડ્યા છે કે, જેમણે માંસને આંખથી પણ જોયું નથી, બલકે કેટલાક તો એટલું પણ નથી જાણતા કે, માંસ ખાવું કે નહિ, અને કેટલાકને તો ખવડાવવા છતાં પણ ખાતા નથી. કેટલાક શહેરના ભોળા મુસલમાનો તો ગાયના માંસને અડકતા પણ નથી. પણ અમે જોઇએ છીએ કે, હિંદુઓ એમનાથી શું સુલુક કરે છે? તે તો જો જાજમના એક ખૂણા ઉપર મુસલમાનનો પગ અડકી જાય તો ગલાસનું પાણી નાપાક થઇ ગયેલું માને છે. ખેર અમે જુના વિચારના હિંદુઓની કંઇ ફરિયાદ નથી કરતા કેમકે તે પોતાની કોમથી ડરે છે. આપના દોસ્ત. અમારી નવી આર્ય સમાજી પાર્ટી સાથે તો એટલું બધું થઈ ગયું છે કે જો અમે માંસ તો શું પણ દાળ સુદ્ધાંત મુકી દઇએ તો પણ તે લોકો તર-

પથી અમને કોઇ વાતની ઉમેદ નથી. જો બધી મારફાદ આનીજ ( ગાયનું માંસ ખાવા પર ) ઉપર હોય તો સૌથી પહેલાં હુંજ એક સોસાયટી કાઢું છું કે, જેના દરેક મેમ્બરની એવી ફરજ હશે કે, માંસ ખાવું મૂકી દે અને તેમાં પણ બધાથી પહેલાં હુંજ સોગંદ લઇશ.

હલીમાખાનમ—મહેરબાની કરી હવે સબ્ર કરો. આ વાદવિવાદ તો ઘણોજ મોટો થઇ ગયો. વખત પણ ઘણોજ થઇ ગયો છે. હમણાં ઘણી વાતો બાકી છે. ઠીક, સલામઅલેકુમ એમ કહીને હલીમાખાનમ પોતાને ઘેર ગઈ.

---

## પ્રકરણ ૧૩ મું.

### છઠ્ઠો દિવસ.



### પરદા સિસ્ટમ.

હલીમાખાનમ—પરદા સિસ્ટમ બાબત આપ શું ફરમાવો છો? શું આ મઝહબી ફરમાન છે કે રિવાજ અને રસમનું કામ છે? જો આ મઝહબી છે તો એમ માનવામાં આવે કે, આ મઝહબી છે. મરદો તો દુનિયાની હવા ખાતા ફરે અને ઓરતોને અંધારી કોટડીમાં કેદ કરી રાખે! ગરીબો તાજી હવાને વાસ્તે તરફડે અને જાત જાતના દરદોમાં ફસાઇને આ બેવકુફ દુનિયાથી હાથ ઉઠાવી લે! શું આનું નામ ઇન્સાફ છે?

કાબીલ—ઓહો ! પરદાનો સવાલ તો કંઇ એવો ગુંચવાડા ભરેલો નથી કે, સમજતાં આપને વાર લાગે. પણ મારૂં ધારવું તો એમ છે કે, આપને ટુઠણુ લાગશે અને પરદાની બીકથીજ આપ ઇસ્લામથી વધારે દુર નાસો છો. સાંભળો, આપ મારી આ વાતને તો માનતાંજ હશો કે, મોટી મોટી કોમોએ હમણાં સુધી ઓરતોની કેરેકટરમાં સૌથી પહેલાં, સૌથી જરૂરી અને સૌથી સારી ચીજ પતિવ્રતા માની છે. જો એક ઓરત ખુબસુરત હોય, ભણેલી હોય, રીતભાતની સારી હોય, હુન્નરમંદ હોય, રોશન ખીઆલ હોય, ટુંકમાં એજ કે, આખી દુનિઆની ખૂબીઓનો ખજાનો હોય પણ જો તે પતિવ્રતા જેવી દોલતથી દુર હોય તો આ દુનિયા તેને કેવી નજરે જોશે સાંભળવામાં આવે છે કે, કલકત્તાની ગૌહરજાનનું પોતાની સંગીત શાસ્ત્રની વિદ્યાને લીધે આખા હિંદુસ્તાનના દરેક નાનામાં નાના બચ્ચાંને મોઢે પણ તેનું નામ છે. એક કલાકમાં એક હજાર રૂપીયા પેદા કરે છે. દેશના મોટા મોટા અમીરો પણ તેની દોલતની બરાબરી નથી કરી શકતા. દરવાજા ઉપર મોટર ઉભીજ રહે છે અને ઘરના હિસાબ અને બંદોબસ્તને વાસ્તે કેટલાક સો સો રૂપિયાના પગારદાર નોકરો રાખેલા છે. પોતે ભણેલી છે અને કેટલીક ભાષાઓમાં વાત ચીત પણ કરી શકે છે. વળી શાએર પણ છે ચાલચલણ પણ ઘણીજ સારી છે પણ શી ખબર કે દુનિયા તેને કેમ એક નાયકાથી વધુ માન આપતી નથી ! કોઇ લોર્ડ સાહેબ તેને ખુરશી પણ આપતા નથી અને કોઇ નવાબ સાહેબ અથવા રાજા સાહેબ તેને પોતાના જનાનખાનામાં જવા પણ દેતા નથી ! જગ જાહેર છે કે, ગૌહરજાન એક દિવસ, ઇંગ્રેજી ડ્રેસમાં ઘોડા ગાડીમાં બેસી જતી હતી અને પેલી તરફથી કોઇ ઇંગ્રેજ ઑફીસરની ગાડી આવી. ઑફીસરે તેને મડમ જાણીને પોતાના રીવાજ

મુજબ ટોપી ઉતારી સલામ કીધી. પછી ખબર પડી કે તે તો ગૌહરજાન હતી. સાહેબ ઘણાજ ગુસ્સે થયા અને કહેવડાવી મોકલ્યું કે જો આયંદે તમે ઇંગ્રેજી પોશાકમાં રહેશો તો સારૂં નથી. ખુદા જાણે આ વાત કેટલે દરજ્જે સત્ય છે પણ આવી વાત ઉડેલી છે. હવે જોવું જોઇએ કે, આ ગૌહરને સલામ કરવામાં આ સાહેબ બહાદુરને કેમ શરમ લાગી? અને પોતાની બેઇજ્જતી કેમ લાગી? તે તો કોઇપણ મડમને ઇજ્જત આપી શકે છે. આનો જવાબ આપ પોતે જાણો છો કે આ બેમાં ઇજ્જત કોની છે.

હલીમાખાનમ—એ તો હું માનું છું કે હજાર તરેહની વિદ્યા અને હુન્નર અને લાખ દરજ્જાની ખૂબસુરતી તેને એક તરફ મુકો બીજી તરફ એકલું પતિવ્રતાપણું બસ છે; પણ આપ તો નાહક વાતને લાંબી કરી નાંખો છો.

કામીલ—જ્યારે વાત માની લીધી કે, સ્ત્રીને વાસ્તે પતિવ્રત એવી દોલત છે તો માણુસની ફરજ છે કે, તેનું રક્ષણ જેટલી સહેલી રીતે થઇ શકતું હોય અને તેના રક્ષણમાં જો કાંઇ તકલીફ કે નુકશાન ઉઠાવવું પડતું હોય તો ઉઠાવવું. બસ, ઇસ્લામ જે આ દુનિયામાં સુધારાને વાસ્તે આવેલ છે તે આવી ખરાબ ચાલ કેમ પસંદ કરે! ઇસ્લામે જ્યારે આ દુનિયામાં જન્મ લીધો ત્યારે ચાલચલણની બુરાઇઓમાંની એક એ પણ હતી કે ઓરત મરદથી ખુલ્લી ખરાબ ચાલ ચલાવતી અને તે વખતે પતિવ્રતા પણ નહોતી. ઇસ્લામે તૌહીદનો પાઠ ભણાવ્યા પછી ચાલચલણ સુધરવાને વાસ્તે આ બંધીનો હુકમ કીધો કે, કોઇ સ્ત્રી પુરૂષ કોઇપણ ટોળામાં (મેળામાં) ભેગાં ન થાય. ઓરતો ઓરતોની સોસાયટીમાં રહે અને મરદો મરદની. એટલુંજ નહિ પણ પરસ્ત્રીથી એકાંતમાં ન મળે. સ્ત્રી એકલી બહાર જાય તો એવા વેશમાં

જાય કે, જોનાર એટલું ઓળખી શકે નહિ કે, તે અમીર છે કે ગરીબ, ખૂબસુરત છે કે બદસુરત, યુવાન છે કે બુઢી ! બસ, આનુ નામ તે પરદો કે જે રિવાજે કોમમાંથી મોટામાં મોટી એક એબ કાઢી. હવે તો કોઇપણુ કોમ અથવા કોઇપણુ ટોળી આની (પતિવ્રતાની) કદર કરે છે. તમો બતાવો કે, પરદા વગર તેનો ક્યાંથી બંદોબસ્ત થઈ શકે છે ! જ્યારે આપણે જાણીએ છીએ કે, આગ અને ઘાસને એક જગાએ રાખવમાં મોટો ભય છે તો તેને ભેગાજ ન થવા દેવાં એજ સારામાં સારી વાત છે.

હલીમાખાનમ—આતો બધી કહેવાની વાતો છે. જો દેશમાં કેળવણી ફેલાઇ જાય તો આવી જાતની હેવાનીઅતના બંદોબસ્તની જરૂર રહે નહિ.

કાબીલ—હા, હું માનું છું કે, જો કોઇ આવી કેળવણી ફેલાવે કે જે આપણા ગુપ્ત જુસ્સાને પેદા ન થવા દે તો બેશક પરદાની જરૂર રહે નહિ. પણુ અમને કોઈ પ્રથમ નમુના દાખલ દાખલો તો દેખાડે ! આજકાલના સુધરેલા માણુસોની સામે યૂરોપ કરતાં વિદ્યામાં કયો દેશ આગળ પડતો છે ! અમને ત્યાંની હાલતથી સંતોષ થાત તો કેવું સારૂં થાત પણુ ત્યાંની વાતો સાંભળી સાંભળીને બધાને કહેવું પડે છે કે, જો આનુંજ નામ સુધારો છે તો અમે સુધારા વગરનાજ સારા છીએ. હવે આપની સામે ત્યાંનું લંબાણુ પૂર્વક વ્યાખ્યાન કરવું કંઇ જરૂરનું નથી. આપે સાંભળી લીધું હશે કે, આવા મામલામાં યૂરોપના સુધારાથી દુરજ નાસવા મન ચાહે છે.

હલીમાખાનમ—અમે હિંદુસ્તાનમાં સેંકડો મડમોને જોઇએ છીએ પણુ કદી કોઇ તેમની તરફથી એવું ગુમાન કરતો નથી.

કાબીલ—હિંદુસ્તાનમાં થોડાજ કમીશનરો અને પોલીટીકલ એજંટોની સ્ત્રીઓની હાલત જોઇનેજ આખી કોમના સુધારાનો પત્તો નથી મળી શકતો. યૂરોપમાં સાધારણ સોસાયેટીઓમાં જઇનેજ જોવાથી તેમની આખી હાલત માલુમ થઇ શકે છે.

હલીમાખાનમ—કેળવણીની બાબત તો ઇસ્લામ પણ કહે છે, પણ જો પરદાની પાબંદીની સાથે કરવા ધારે તો તે ક્યાંથી લેવાય ?

કાબીલ—જે કેળવણીની સ્ત્રીઓને જરૂરત છે તે તો પરદાનું નુકશાન ઉઠાવ્યા વગર લઈ શકાય છે અને લેવાય છે પણ ખરી. અલીગઢનો મદરસો, જેનાં પેટ્રન ભોપાળનાં બેગમ સાહેબ છે. તે પરદાની સખ્ત પાબંદી સાથે ચાલી રહ્યો છે અને હમણાં સુધી કોઇને પણ ફરિયાદ કરવાની તક મળી નથી કે, પરદાએ આવી જાતનું કેળવણીમાં નુકશાન કર્યું છે. હવે જો કેળવણીનો એવોજ અર્થ હોય કે છોકરીઓ પણ સરકારી નિશાળો અને કોલેજોમાં જાય, અને ડિપલોમા મેળવે તો આવી જાતની કેળવણીની અમારી સ્ત્રીઓને જરૂરત નથી. એમની ખાનગી ફરજો એમને કામમાં ગુંથાયલી રાખવા ક્યાં ઓછી છે ? સ્ત્રીઓને કેળવવાનો મુખ્ય હેતુ એ છે કે તેઓ સદગુણી બને અને પોતાની ફરજોથી ખબરદાર થાય, તેમજ પોતાના કુટુંબીઓ સાથે માયાળુપણે વરતીને બાળ બચ્ચાંઓની કેળવણી ઉપર ઘટિત ધ્યાન આપે અને પોતાના ભરથારના કામમાં પોતે મદદ રૂપ થઇ પડે. આ એવા પ્રકારની કેળવણી છે કે જેનો બંદોબસ્ત અમે પોતે ઘણી અશાન્તીથી કરી શકીએ છીએ.

હલીમાખાનમ—જો પરદાનો રીવાજ ધર્મના હુકમ પ્રમાણે હોત તો તે સૌને માટે ફરજીઆત અને એક સરખો હોત. ગરીબ મજુરો તો પોતાની બીબીઓ સાથે મળીને કમાય છે અને પોતાનાં બાળકોની

પરવરીશ કરે છે. જો આ વર્ગની સ્ત્રીઓ પરદાના રિવાજને પસંદ કરે તો તેમના શા હાલ થાય?

કાબીલ—આપે એમ કેમ માની લીધું કે ધર્મનો હુકમ સૌને માટે એક સરખો હોય છે? કહો, ખેરાત અમીરેજ આપવી જોઇએ જ્યારે ગરીબ માટે તે માફ છે, જકાત પણ દોલતમંદ લોકો માટેજ છે, હજ પણ તેનાજ ઉપર ફરજ છે કે જે સારી હાલતમાં હોય, અને તેવીજ રીતે પરદા માટે પણ સમજવું. દાખલા તરીકે ઘરડી ડોસીઓ પરદો ન કરે, બદસુરત સ્ત્રી ઘણી ખુશીથી પોતાનું મોઢું ઉઘાડું રાખીને ફરે, આ કામમાં તેને કોઈ પણ રોકશે નહિ. તે ઉપરાંત એવાં ગરીબ માણસો છે કે જેઓ મેલાં અને ફાટેલાં તુટેલાં કપડાં પહેરીને ફરે છે, અને જેમને પોતાના ધંધાને અંગે જરાપણ ફુરસદ મળતી નથી, તેમના ઉપર પરદો ફરજીઆત નથી. પણ એટલું તો યાદ રાખવું જોઇએ કે કોઇ પણ માણસ પરદાથી ઇન્કાર કરી શકે નહિ. પરદાની અસલ મતલબ તો એજ છે કે મનમાં ખરાબ ખ્યાલ ઉત્પન્ન થવા દેવો જોઇએ નહિ અને તે કામ પરદાથી સારી રીતે પાર પડી શકે છે. એક સાધારણ મજુર વર્ગની સ્ત્રી પણ પોતાને ત્યાં કોઇ અજાણ્યો માણસ આવતાંજ પોતાનું મોઢું ઢાંકી લે છે અને કહી દે છે કે મારો ભરથાર ઘરમાં નથી. આવો જવાબ મળવાથી તેના પતિની મુલાકાતે આવનાર માણસ પાછો ચાલ્યો જાય છે. બસ, આટલોજ પરદો તેના માટે બસ છે. ગામડાનો પરદો શહેરના પરદાથી તદન જુદોજ છે. ગામડામાં રહેનાર સારા ઘરની સ્ત્રીઓ મોઢા ઉપર ધોળી ચાદર ઓઢીને સગા વ્હાલાંઓને મળવા હળવાનો વહેવાર રાખે છે તેમ છતાં તેમના વિષે કોઇ કાંઇ પણ કહેતું નથી. ઘરડી ડોસીઓ તો આ વાતનો મુદલ ખ્યાલજ રાખતી નથી કેમકે ગામડાના લોકો

આવી ડોસીઓ પૈકી કેટલીકને નાની અને કેટલીકને જાદી કહે છે. આવા ગાઢ પરિચયને લીધે તે કોનો પરદો કરે વારૂ? શહેરનો પરદો જુઓ કે કોઇ પણ ઓરત એક મોહલ્લામાંથી બીજા મોહલ્લામાં ડોલી કે પાલખી વગર જઈ શક્તી નથી અને જવું પણ જોઇએ નહી. વાત એજ છે કે પરદા પરદામાં ફેર છે. ગામડાનો પરદો, અમીરોનો પરદો, અને ગરીબોનો પરદો એ ત્રણે જુદા પ્રકારના છે. હવે કહો જોઇએ કે એક સાધારણ સ્થિતિની સ્ત્રી રેલ્વેની મુસાફરી દરમ્યાન પરદો કેમ સાચવી શકે? બસ, તે જે કાંઈ કરી શકે તે એજ કે પોતાના મોઢા ઉપર બુરખો નાખીને ટ્રેનમાં બેસી જાય, પણ નવાબજાદીઓ, અને બાદશાહજાદીઓ જ્યારે રેલ્વેમાં મુસાફરી કરે છે, ત્યારે સ્ટેશન ઉપર પણ પરદા અને કનાતો તાણવામાં આવે છે. કહો, હવે આમાં ધર્મની વાત ક્યાં રહી? આ તો પોતાના રીતરીવાજ અને સ્થિતિનેજ આભારી ગણાયાં નહિ તો પરદો દરેકને માટે સામાન્ય છે. હવે એમ થાય છે કે નાના મોટાનો પણ વજન ઉપરથી અંદાઝો નિકળી શકે છે અને કેટલીક વખતે એવું પણ બને છે કે ડોલી ઉચકનારાઓ પોતાની ડોલીમાં સ્ત્રી બેઠી છે કે પુરૂષ એ ઓળખી ન શકે એટલા માટે મજકુર વાહનમાં કાંઇક વજન મુકવામાં આવે છે.

હલીમાખાનમ—સાંભળવામાં આવે છે કે અરબસ્તાન, મિસર, અને બીજા ઇસ્લામી મુલ્કોમાં હિંદુસ્થાનના જેવો પરદાનો રીવાજ નથી. મોટા મોટા ખાનદાની કુટુંબની સ્ત્રીઓ પણ બજારમાં બુરખો પહેરીને ફરે છે. જ્યારે બીજા દેશોમાં આમ છે ત્યારે આ દેશમાં પરદાએ આવું ભયંકર સ્વરૂપ કેમ ધારણ કર્યું છે?

કાબીલ—પહેલાં તો હમેશાં રીત રીવાજ, રહેતાં રહેતાં લોકોમાં

કાયમ થઇ જાય છે. જ્યારે અમે મિસર અને અરબસ્તાનના લોકો જેવો પોશાક નથી પહેરતા, તેમના જેવો ખોરાક નથી ખાતા, તેમના જેવી ભાષા નથી બોલતા ત્યારે તેમના જેવો પડદો કેમ રાખી શકીએ? એટલુંજ નહિ પણ હિંદુસ્થાનમાં પરદાની સખ્તી એક અગત્યનો ભેદ ધરાવે છે. અહિંના જુદા જુદા ધર્મોને માનનારા માણસોની ચાલ ચલગત, માંહોમાંહેના કુસંપ અને તેવાંજ બીજાં અનેક કારણોને લીધે પરદાની સખ્તી ફરજીઆત કરવી પડે છે. મિસરમાં જો કોઇ ઓરત મોઢા ઉપર બુરખો નાખીને આવતી હોય તો રસ્તે ચાલતા મરદો બાજુએ ખસી જાય છે અને તેને રસ્તો આપે છે. હવે તમેજ કહો કે હિંદુસ્થાનમાં આ પ્રમાણે થઈ શકે ખરૂં કે? નાના ગામડાઓમાં અમે જોયું છે કે જો દિવસે કોઇ બાયડી એક એવા મહોલ્લામાંથી નિકળે કે જ્યાં ઘણા માણસો ઉભા હોય તો તેઓ તેને જોતાંજ બાજુએ ખસી જાય છે. પરંતુ શહેરમાં આ પ્રમાણે કેમ થઇ શકે? હિંદુસ્થાનની તો એવી હાલત છે કે જો અંગ્રેજોની હકુમત અને લોકો ઉપર કાયદાનો જાપ્તો ન હોત તો ભાગ્યેજ મડમ સાહેબો પણ સહીસલામતીથી આમ તેમ હરીફરી શકત! રેલ્વે સ્ટેશનો પર જુઓ કે જ્યાં કોઇ ડબ્બામાં એકાદ મડમને જોઇ કે રેલ્વે કામદારો જથ્થાબંધ તેના કમપાર્ટમેન્ટની આસપાસ ફરી વળે છે. ઓરતોને રેલ્વેની મુસાફરીમાં જે હાડમારીઓ ભોગવવી પડે છે તે ઉપરથી સાફ જણાય છે કે આ દેશના લોકોની ચાલચલગત એટલી ખરાબ છે કે જો પરદાનો રીવાજ ન હોય તો સ્ત્રીઓની પવિત્રતા મોટા ભયમાં આવી પડે. હવે જે લોકો પરદાના વિરોધીઓ છે તેમણે પહેલાં તો પોતાના દેશના લોકોની ચાલચલગત સુધારવાની કોશીશ કરવી જોઇએ અને ત્યાર પછીજ પરદો દુર કરાવવાની પેરવી કરવી જોઈએ. જો તેમ

કરવા ન માગતા હોય તો પરદાનો રીવાજ દુર થવાથી જે ખરાબ પરીણામ નિપજવાનો સંભવ હોય તે સહન કરવા માટે તૈયાર થવું જોઇએ.

હલીમાખાનમ—પણ આર્યસમાજીઓ તો કહે છે કે હિંદુસ્થાનમાં પહેલાં પરદાનો રીવાજ ન હતો પણ જ્યારથી મુસલમાનોએ સ્ત્રીઓ ઉપર જુલમ કરવા માંડયો, ત્યારથીજ પરદાનો રીવાજ ચાલુ થયો છે.

કાબીલ—હા, એ વાત તો અમે પણ માનીએ છીએ કે મુસલમાનો હિંદુસ્થાનમાં આવ્યા, તે પહેલાં આ દેશમાં પરદાનો રીવાજ ન હતો, પણ મુસલમાનોના જુલમને લીધે પરદાનો રીવાજ ચાલુ થયો એમ કહેવું એ કેવળ ખોટું છે, એટલુંજ નહિ પણ તે એક સરાસર બોહતાન છે. ખરી વાત તો એ છે કે, રાજકરતી કોમના કેટલાક રીવાજોને પ્રજાજનો માનની નજરથી જુએ છે, એટલુંજ નહિ પણ કેટલાક પ્રસંગે તો સારા સારનો વિચાર કર્યા વિના તેમનું અનુકરણ કરવાને પણ ચુકતા નથી. તેજ પ્રમાણે હિંદના ઇસ્લામી બાદશાહો પોતાની બેગમોને પરદામાં રાખતા હોવાથી તેમના દેખાદેખી હિંદુ લોકો પણ પોતાની સ્ત્રીઓને પરદો કરાવવા લાગ્યા. પરદાના ઘણા ફાયદા જણાયાથી તેઓ તેના ચુસ્ત ઉપાસક બની ગયા. આ પ્રમાણે તેઓ એકવાર પરદાના સખ્ત વિરોધી હોવા છતાં જ્યારે તેમને તેના ફાયદા જણાયા ત્યારે તેઓ સ્વાભાવિક રીતે તેને પસંદ કરવા લાગ્યા. હવે જે લોકો એવું કહે છે કે પરદાનો રીવાજ મુસલમાનોના જુલમને આભારી છે તેમને કહી દેવું જોઇએ કે જો તેમના કહેવા પ્રમાણે મજકુર રીવાજ મુસલમાનોના જુલમને આભારી હોય

તો હવે મુસલમાનોનું રાજ્ય રહ્યું નથી પણ તેને બદલે ન્યાયી અંગ્રેજ સરકારનું રાજ્ય થયું છે અને તેમની શીતળ છાયા તળે મુસલમાનો હિંદુઓની કન્યાઓ ઉપર જુલમ કરી શકશે નહિ માટે મુસલમાનો ઉપર તેવો આક્ષેપ મૂકનારાઓએ પોતાની કન્યાઓને ખુલ્લી રીતે હરવા ફરવાની છુટ આપવી જોઇએ, એટલુંજ નહી પણ તેનાં જે સંભવીત પરિણામ આવે તે મુંગે મોઢે સહન કરી લેવાં જોઇએ. આ પ્રમાણે જો તેઓ પરદાનો રીવાજ મૂકી દે તો તેમણે મુસલમાનો પાસેથી ગ્રહણ કરેલી બીજી અનેક સારી બાબતોનો ત્યાગ કરવો જોઇએ. તે ઉપરાંત તેમણે ઇસ્લામી પહેરવેશ જેવો કે પાયજામો, અચકન, ટોપી, જોડા, વિગેરે ચીજોને પણ તલાક આપી દેવી જોઇએ કેમકે ખરી રીતે જોતાં તે પણ મુસલમાનોનીજ નકલ છે. જો ખરૂં પૂછો તો કાંઇ મુસલમાનોએ તેમને પોતાની નકલ કરવાની ફરજ પાડી ન હતી પણ તેથી ઉલટું તેમણે પોતેજ મુસલમાનોનું અનુકરણ કરીને તેવી વસ્તુઓ દરરોજના ઉપયોગમાં લેવા માંડી હતી અને હમણાં પણ તેનો રીવાજ એટલો તો વધી ગયો છે કે આજકાલ તો માથા ઉપર ફેંટો બાંધ્યા વિના, અને શરીરે પાયજામો પહેર્યા વિના સરકારી અદાલતોમાં પણ પેસવા દેતા નથી, તેથી પરદાના વિરોધિઓએ હવે ઉપલી વસ્તુઓનો પણ ત્યાગ કરીને પહેલાંની પેઠે શરીર ઉપર લંગોટ પહેરવી જોઇએ.

હલીમાખાનમ—તો શું ! આપ એમ કહેવા માંગો છો કે મુસલમાનો હિંદુસ્થાનમાં આવ્યા તે પહેલાં આ દેશના હિંદુઓ જંગલી હાલતમાં હતા ?

કાબીલ—સાબેતી મોજુદ છે. જયાં જયાં મુસલમાનોએ રાજ્ય કર્યું છે, ત્યાંના હિંદુઓના પોશાક અને રીત રીવાજો તરફ જુઓ.

તેમજ જે સ્થળે મુસલમાનો ગયા નથી, ત્યાંના હિંદુઓના પોશાક અને રીત રીવાજો તરફ જુઓ તો તેમાં તમને તફાવત જણાઇ આવ્યા વિના રહેશે નહિ. મદ્રાસ અને દક્ષિણમાં રહેનારા લોકો આજે પણ ઉઘાડા પગે ફરવામાં પોતાને માન મળેલું સમજે છે. બંગાળાના લોકો ઉઘાડા માથે ફરવાનું પસંદ કરે છે. ગુજરાતનો દાખલો લો. ત્યાં પરદાનો રીવાજ મુદ્દલ જણાતો નથી, પણ તેથી ઉલટું દિલ્હી, લખનૌ, પંજાબ અને યુ. પી. ના હિંદુઓને જુઓ તો તેઓ પડદાનો રીવાજ ઘણી સખ્ત રીતે અને બંધીથી પાળે છે. આ ઉપરથી એવું કહી શકાય કે જે લોકો પરદાના રીવાજને વખોડે છે તેઓ પોતાને આવો સરસ રસ્તો દેખાડવા માટે મુસલમાનોનો ઉપકાર માનવાને બદલે તેમનું હડહડતું અપમાન કરે છે. જો અમને કોઇ કોમથી ફાયદો પહોંચે અને અમે તેનો આભાર ન માનીએ, બલકે તેના ઉપર ખોટો આક્ષેપ મૂકીએ તો તે કેટલું ખોટું કહેવાય? જે લોકો આજે પરદાની બાબતમાં મુસલમાનો ઉપર આરોપ મૂકે છે, તેઓ તો કાલે ઉઠીને એમ પણ કહેશે કે અંગ્રેજોએ અમને બળાત્કારે કોટ પાટલુન પહેરવાની, તેમજ ડબલરોટી (પાઉં) અને બિસ્કીટ ખાવાની ફરજ પાડી હતી. જો આ પ્રમાણે કહેવામાં આવે તો આપણે તેમની વાતને સત્ય તરીકે માનીશું ખરા કે? હરગીઝ નહિ. ખરી રીતે જોતાં તેઓ શોખથી બીજાઓની આદત ગ્રહણ કરી લે છે, અને પછી તેમના ઉપર કાંઇપણ કારણ વિના બોહતાન મૂકે છે.

હલીમાખાનમ—આપ પણ કેવાં છો કે પરદાની વાત છોડીને બીજી વાત કરવા લાગી ગયા. મેં સાંભળ્યું છે કે અરબસ્તાન અને અફઘાનિસ્તાનની ઓરતો લડાઇમાં ભાગ લે છે? અને જો આ ખરૂંજ હોય તો પરદાનો સવાલ ક્યાં રહ્યો વારૂ?

કાબીલ—તમે ભુલો છો. જરૂરત વખતે તેની પણ રજા છે. જો અમારા ઉપર પણ એવી મુશીબત આવી જાય કે જેને લીધે અમારે બધાને લડાઈમાં જવું પડે, તો તેવા વખતે સ્ત્રીઓને સાથે લઈ જવામાં કાંઈ પણ વાંધો નથી અને તેવા પ્રસંગે પરદાનો રીવાજ પાળી શકાય નહિ.

હલીમાખાનમ—પણ મારે માટે આપ શું કહો છો ? જો હું આજેજ પરદામાં બેસી જાઉં તો મારૂં કામ ન ચાલે એટલુંજ નહિ પણ તાલીમ લેવામાં મેં મારી જાત ઉપર જે કાંઇ દુઃખ ઉઠાવ્યું છે, તથા મને અને મારી કોમને કાંઇ પણ લાભ ન થાય. એટલે કે મારી કેળવણી આદિ સર્વ સદ્‌ગુણો માટીમાંજ મળી જાય.

કાબીલ—તમને કોણ કહે છે કે તમે આવી જાતનો પરદો કરો ! ભોપાળનાં બેગમ સાહેબ પણ પરદાનાં ચુસ્ત હિમાયતી પણ તે એવી જાતનો પડદો કરે છે કે જેથી રાજકારભારના કામમાં ખલેલ ન આવે. વાઇસરોયથી વાતો પણ કરે છે. પોતાના મુનશીથી પણ પ્રસંગોપાત વાતચીત કરે છે, અને સાથે પડદો પણ કરે છે. તેજ પ્રમાણે આપનું કામ પણ ગરીબોની સારવાર કરવાનું છે અને તડફડતા બીમારોની જાન બચાવવાનું છે. આવી સ્થિતિમાં આપનાથી પરદો કરવાનું બનેજ નહિ. માત્ર કામ વગરની નવરી સ્ત્રીઓજ પરદાનો રીવાજ સખ્ત પાબંદીથી પાળી શકે છે. આપે તો માત્ર એટલોજ પરદો રાખવો કે જેથી આપની ફરજ બજાવવામાં કાંઇ પણ વાધો આવે નહિ; પણ એટલું યાદ રાખવું જોઇએ પરદાનો હેતુ ગમે તે રીતે જાળવી રાખવાની અગત્ય છે.

આટલો બંદોબસ્ત તો આપ પોતે પણ કરી શકો છો કે પોતાની ઇસ્પીતાલમાં કોઇપણ મરદ એકદમ વગર રજાએ આવે નહી.

તેવીજ રીતે આપના મકાનપર પણ જો કોઈ માણસ વાત કરવા ચાહે તો તે આપથી બહારથી વાતચીત કરી શકે અને જ્યારે આપ બહાર જાઓ ત્યારે બંધ ગાડીમાં જાઓ. આપે તો વળી બાયડીઓની સાથેજ દોસ્તી કરવી જોઇએ અને તેમની સોસાયટીઓમાંજ જવું જોઇએ. બેશક આપ ઘણીજ જરૂરતને વખતે મરદોની સાથે પણ વાત કરી શકોછો. અજમેરની મોતી બેગમ જે રજપૂતાણાના ગેઝેટ પ્રેસની માલીક છે તેને જુઓ કે, આખા પ્રેસની પોતેજ દેખરેખ કરે છે, અને નોકર ચાકરો પર પણ પોતેજ હુકુમત કરે છે. રઇસોની બેગમોથી મળે છે પણ એજ પરદો કે જેમાં આ બધાં કામ ચાલી શકે છે.

હલીમાખાનમ—ઠીક હવે હું રજા લઉં છું કેમકે મારો વખત થઇ ગયો છે.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### વાદવિવાદનો સાતમો દીવસ.

---

### વધારે સ્ત્રીઓ રાખવા બાબત.

---

હલીમાખાનમ—આજે મારે મુસલમાનોમાં વધારે બાયડીઓ સાથે નીકાહ કરવાની બાબતમાં ચર્ચા કરવાની છે. શું આપ તે વાત સાંભળવા તૈયાર છો?

કાબીલ—હું તો આપની દરેક ચર્ચા સાંભળવા અને તેનો જવાબ આપવા તૈયાર છું. પણ વિચારતો ફક્ત એટલોજ આવે છે કે આ સવાલ એવો છે કે જેમાં મને એવા શબ્દો અને એવાં વાક્યો કહેવાં પડશે કે જે બેશરમી જેવા લાગશે. કેમકે તે વાતજ એવી છે.

હલીમાખાનમ—પણુ આ મામલો તો કુફર અને ઇમાનનો છે ધર્મની બાબતમાં શરમ શાની હોય! હું તો મારો શક દૂર કરવા માગું છું જ્યારે આપ તો શરમ અને હયાને તાબે છો. હું આપને રજા આપું છું કે આપ શોખથી મને સંભળાવો.

કાબીલ—જેવી આપની મરજી. ફરમાવો આપની શું ચર્ચા છે?

હલીમાખાનમ—હું કહું છું કે ખુદાએ જેમ પશુ અને પક્ષીઓનાં જોડાં પેદા કીધાં છે અને તેમાં એકજ સ્ત્રી એક મરદને વાસ્તે બસ છે, અને તેઓને તેનાથીજ બધી જાતના એશઆરામ મળી શકે છે, તો એકથી વધારે બાયડીઓ કરવી એ ખુદાની મરજી વિરૂદ્ધ નથી? અને જે ધર્મ આવી જાતની વિષયવાસનાને ટેકો આપે છે તે કેમ ખુદાનો ધર્મ માની શકાય?

કાબીલ—પહેલાં તો આપ મને એ સાબેતી આપો કે ખુદાનો એવોજ હુકમ છે કે એક મરદે એકજ બાયડી રાખવી જોઇએ અને એક કરતાં વધારે રાખવી ન જોઇએ.

હલીમાખાનમ—એજ કુદરતનો કાનુન અમને સાબીતી માટે બસ છે. જુઓ કબુતર, બતક, હોલો વિગેરે બધા જોડામાંજ રહે છે, પણુ માણુસ જે વિષયનો લોભી છે તેજ એવી ઇચ્છા રાખે છે કે જે તેને મળવી મૂશ્કેલ છે. અને જે તેની ચીજ નથી તેની

તરફ વધારે દોડે છે અને આથી કેવી કેવી ખરાબીઓ થાય છે એ આપને બરાબર ખબર છે.

કાબીલ—જો આપ હેવાનોની સાથે સરખાવીને વાદવિવાદ કરવા ચાહો છો તો સાંભળો. ખુદાએ જાનવરોને ત્રણ જાતનાં બનાવેલાં છે. એકતો એ કે જે એક માદા અને એક નર ભેગા મળીને રહે છે. બીજી જાત એ છે કે જેમાં એક નર કેટલીક માદાઓ ઉપર હુકુમત કરે છે, અને ત્રીજી જાત એ કે કેટલાક નરોમાં એકજ માદા બસ થાય છે. જેવી રીતે કબૂતર, હોલા, સારસ એ બધા એકજ જોડામાં રહે છે. બીજી જાત કુકડીઓની કે જેમાં એકજ કૂકડો વિસ પચીસ માદાઓમાં બસ થાય છે. અને ત્રીજી જાતમાં મધમાખો છે, કે જે આખા મધપુડામાં એકજ માદા રાણી હોય છે અને બીજા બધા નર છે. હવે આપણે માણસને આ જાનવરોની જાતથી સરખાવીએ અને જોઇએ કે ખુદાએ માણસને કઇ જાતમાં મૂકેલ છે. જરા વિચારપૂર્વક આપણે જોઇશું તો ખબર પડશે કે ખુદાએ માણસને કોઇ અમૂક જાતમાં મૂકેલ નથી, પણ પોતાની તંદુરસ્તી, જોર અને પોતાની જરૂરતની માફકજ એક, બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ તે રાખી શકે છે. આ સવાલને વધારે સારી રીતે સમજાવવા મારે કહેવું પડે છે કે કુદરતનો સાધારણ હુકમ એવો છે કે, એક મરદ એક ઓરત રાખે. પણ બધા કાનુનોમાં કાંઇ ને કાંઇ અપવાદ હોય છે. જો કાયદાઓમાં અપવાદ ન હોતતો કાયદા અમલમાં લાવવા ઘણા મુસ્કેલ થઈ જાત અને તેથી કાયદા બનાવનારની કમજોરી જણાત. દાખલા તરિકે ઇસાઇઓ અથવા હિંદુઓના ધર્મમાં કોઇ પણ હાલતમાં બે બાયડીઓ કરવાની સખત મનાઇ છે. હવે સમજો કે કોઇને એવી બાયડી મળી કે જે કોઈ રોગમાં સપડાયેલી હોય અને તે રોગ મરતાં સૂધી સારો થાય તેવો ન હોય,

અને તે માણુસ બીજી બાયડી સાથે ફરી પરણી પણ શકતો નથી તો તે માણુસ પોતાના ધર્મના ફરમાન અનુસાર છાનામાના એવું ખોટું કામ કરશે કે પોતે ખુદાનો ગુનેહગાર થશે, કેમકે માણુસ વિષયની સામે લાચાર છે. આ બધાથી ઉલટું મુસલમાની મઝહબે હુકમ કીધો છે કે જો આવી મજબૂરી (લાચારી) આવી પડે તો બેશક એક માણુસ બીજી સ્ત્રી સાથે પણ પરણી શકે છે. તેવીજ રીતે જો કોઈ આર્ય સમાજીની બાયડી, પુત્રહિણ હોય તો માણુસ પોતાના તકદીરને દોશ આપી લાચાર થઇને બેસી રહેશે. પુત્રની આશા જે બધા માણુસોને કુદરતી રીતેજ હોય છે તે આશા તેને આખી જીંદગી દુઃખી રાખશે. જયારે મુસલમાન બીજી વખત પરણીને પણ ઓલાદવાળો થઇ શકે છે. હવે જોવું જોઇએ કે કયો ધર્મ અક્કલ અને હોંશીઆરીથી ભરપુર છે! આથી સાફ જાહેર છે કે કુદ-રતનો આજ કાનુન છે કે જેણે કોઇ પણ ભૂલચૂક કીધી નથી અને એ માણુસનો કાયદો છે કે જે આખરે પણ ભૂલથાપ ખાઇ ગયો. મેં ઘણા રાજા, મહારાજા, અને મોટા મોટા આર્ય સમાજીઓને જોયા છે કે જેઓ લાચાર થઇને પોતાના ધર્મના કાયદાનું ઉલંઘન કરીને બીજીવાર પરણ્યા છે.

હલીમાખાનમ—પણ મહેરબાની કરીને આપ જવાબ આપશો કે કૂરાનમાં ખાસ કરીને ચાર સ્ત્રીઓ સુધી કેમ હુકમ છે અને બે, ત્રણ અથવા દસ કેમ નહિ?

કાબીલ—આહા, કેવો મૂશ્કેલ જવાબ છે! પણ મને પૂરો ભરૂંસો છે કે જ્યારે તમે આ સવાલના જવાબને બરાબર સમજી જશો, ત્યારે એના હુકમોમાં કઇ પણ શક રહેશે નહિ, અને જો કદી તમારા દિલમાં જરા પણ ઇનસાફનો અંશ છે, તો આપ તેની હીકમત ઉપર

શીદા ફીદા થઇ જશો. આપનો સવાલ એમ છે કે એક માણસ જરૂર પડે તો બીજીવાર પરણી શકે છે, પણ આ ચારજ બાયડીઓને કેમ મુકરર કીધી છે અને પાંચ નહિ? હું કહુંછું કે મરદાઇ ચાર સૂધીમાંજ પૂરી થઇ જાય છે, અને તેથીજ પાંચમી બાયડીની જરૂરત નથી. હા, હું ખાસ ખાત્રીપૂર્વક કહુંછું કે મરદાઇ ચારમાંજ જરૂર પૂરી થઇ જાય છે અને પાંચમીની જરૂરત નથી તેની દલીલ સાંભળો.

માણસમાં આ બધી જાતની આશાઓ હોય છે. એક માણસ આખા દિવસમાં એકવાર ખાય છે, અને તે પણ ઘણી મુશ્કેલીથી પાચન કરી શકે છે. બીજો માણસ એકજ દિવસમાં ત્રણ વખત ખાય છે તોપણ ભૂખ ભૂખ કરે છે. આવીજ રીતે એકનો ખોરાક દિવસમાં પા શેર છે અને બીજાનો અડધો શેર, અને કેટલાક તો એવા હોય છે કે બશેર ખાતાં પણ ધરાતા નથી. વળી કેટલાકતો એટલું ખાય છે કે આપણે તો અજબજ થઈ જઇએ છીએ અને કહીએ છીએ કે આટલો બધો ખોરાક કયા પેટમાં જતો હશે! સાર એજ કે આ વાતમાં કોઈ એમ કહી શકતું નથી કે માણસનો ખોરાક કુદરતી રીતે આટલા નવટાંક છે. પોતાના જોરના પ્રમાણમાં, તંદુરસ્તીના પ્રમાણમાં અને જેને જેટલો ખોરાક પચે તેટલો ખાય. બસ, આજ હુકમ કુદરતનો છે. એવીજ રિતે કોઇ એવો કાયદો બતાવી શકતો નથી કે દરેક મરદને એકજ બાયડી બસ થશે. હવે એક માણસની તંદુરસ્તી અને જોર એવાં છે કે તેને રોજ બાયડીની જરૂરત છે, નહિતો તેની તંદુરસ્તી બગડી જાય અથવા તેને પોતાના ધર્મના ફરમાનનું ઉલંઘન કરવું પડે. હવે તેની એક બાયડી સગર્ભા થઇ ગઇ, અને દાક્તરી કાનુનની રૂએ ત્રણ મહીના પછી બાયડી પાસે જવું જોઇએ નહી. હવે તેને બીજી બાયડીની જરૂરત પડી, અને તે બીજી પાસે ગયો.

તે પણ ગર્ભવંતી થઇ ગઈ, અને ત્રણ મહીના પછી તેને પ જુદી કરવી પડી, આમજ ત્રીજી અને ચોથીની જરૂર પડી. હવે સવાલ ઉભો થાય છે કે પાંચમી બાયડીની જરૂરત કેમ ન પડી! તેનો જવાબ એમ છે કે જ્યાં સુધી ચોથીની વારી આવશે ત્યાં સુધીને પહેલી બાયડીને બચ્ચું અવતરીને પાછી અમુક મુદતમાં તૈયાર થઇ જશે. આજ પોલીસી છે કે જેની ઉપર કૂરાનમાં ચાર બાયડીઓ સુધી પરણવાનો હુકમ છે.

હલીમાખાનમ—ઓહો! આતો અજબ ભેદ આપે જાહેર કીધો છે. ખુદા જાણે લોકોએ કેવી રીતે અક્કલ દોડાવી હશે! પણ આવી કુવ્વત રાખનાર લોકો થોડાજ હશે.

કાબીલ—તે હુકમ પણ બધાને વાસ્તે નથી. ખાસ લોકોનો સાથે પણ આવી શરત છે કે જો તે ઇનસાફ બરાબર કરે તોજ ચાર બાયડીઓ સાથે લગ્ન કરે. ઇનસાફ કરવો એ કંઇ સહેલી વાત નથી! વધારામાં એટલું પણ છે કે ખાસ ખાસ જરૂરતોમાંજ આવી વાતની રજા આપી હતી કે જેથી માણસો બેપરવા થઇને કુદરતના કાનુનને તોડવા ન માંડે. દાખલા તરિકે જ્યારે બે રાજાઓમાં લડાઈ થાય છે તો હજારો જવાન સીપાઇઓ લઢાઇના મેદાનમાં માર્યો જાય છે, અને તેમની બાયડીઓ બધી જીવતી રહે છે. આવી હાલતમાં જયારે વસ્તિપત્રકમાં મરદો કરતાં બાયડીઓ બમણી અથવા ત્રણગણી થઈજાય છે ત્યારેજ ના ચાલતે એકએક મરદને કેટલીક બાયડીઓ પરણીને તે બીચારીઓનું ભરણ પોશણ પોતાને માથે લેવું પડે છે. ટુંકામાં એજ કે આવી મુશ્કેલીઓને સબબેજ એકથી વધારે બાયડીઓની સાથે પરણવા મનાઇ નથી અને તે કુદરતના કાનુનને માફક છે. જેના ધર્મમાં

આવો હુકમ નથી તેઓને લાચારીએ તે હુકમનું ઉલંઘન કરવું પડે છે અને તેમની વિષયવાસના જેમ કહે છે તેમજ કરવું પડે છે. આ કાનુનને જે તોડે તે ગુનેહગાર છે અને પછી ધર્મ તેનો જવાબદાર નથી.

હલીમાખાનમ—સાથે સાથેજ તલ્લાકની બાબત પણ જરા સમજાવી દો, સબબકે આની ઉપર પણ વધારે ચર્ચા થઇ છે.

કાબીલ—તલ્લાકનો સવાલ પણ હીકમત અને હોંશીઆરીથી ખાલી નથી. એક આર્ય સમાજી કે જેના ધર્મમાં તલ્લાક આપવાની રજા નથી તેને જુઓ. હવે સમજો કે તેને ભુલેચુકે એવી બાયડી મળી કે જે ખરાબ ચાલની અને બીજા પણ દુર્ગુણોથી ભરેલી છે. તેના ધણીએ તેને સુધારવાને હજારો કોશીશો કીધી પણ તે સુધરી નહી. હવે તે બીચારાને તે બાયડીને મૂકી દેવા વગર બીજું શું કરવું જોઇએ! પણ તે મૂકે કેવી રીતે! કેમકે તેના ધર્મમાં તો બાયડીને છેડા છુટકો આપવાની સખત મનાઇ છે. ત્યારે આવી હાલતમાં તે બીચારો પોતાની આખી ઉમ્મર આવો તમાશો પોતાની આંખે જોશે અને ચુંકે ચાં પણ કરી શકશે નહિ. એક મુસલમાન આવી બલાથી પોતાનો પીછો છોડાવી શકે છે. વાત એજ કે આવી લાચારીને વખતે એક મુસલમાન પોતાના ધર્મના કાયદાથી ફાયદો ઉઠાવી શકે છે, પણ કોઇ એમ ન સમજે કે ફકત વિષય વાસનાથીજ એક માણસ જ્યારે પોતાની સમજમાં આવે ત્યારે પોતાની સ્ત્રીને છેડા છુટકો આપી શકે છે. પણ એમ છેજ નહી, તલ્લાકને અમારા ધર્મે ઘણુંજ ખરાબ માન્યું છે, અને પાછી તેમાં એવી ખરાબ કેદ લગાવી છે કે તલ્લાક આપનાર પોતાની બાયડીની મેહેર આપતાં તેના હોશજ ગુમ થઇ

જાય છે અને આજ કારણ છે કે મુસલમાનોમાં હજારોમાં એકજ એવો હશે જેને આવી જરૂરત પડી હશે.

હલીમાખાનમ—ઠીક, હવે તો હું રજા લઉં છું કાલે હાજર થઇશ ( જાય છે. )

# પ્રકરણ ૧૫ મું.

## વાદવિવાદનો આઠમો દિવસ.

### જેહાદ.

હલીમાખાનમ—જેહાદને માટે આપનો શો અભીપ્રાય છે? શું મુસલમાનોને પોતાનો ધર્મ ફેલાવવા તલવાર ઉગામવી એ ઇનસાફ છે? શું તેમને એવો હુકમ છે કે જ્યાં કાફરોને ચાહો ત્યાં મારી નાખો, લૂટી લો? જો આવુંજ છે તો શું આવો ધર્મ કદી ખુદાએ મોકલેલો ગણાય! કે જે ખુદા મોટો કૃપાવંત અને દયાળુ છે.

કાબીલ—આ બધાં તોહમતો વિરોધીઓનાંજ ઘડેલાં છે. ઘરમાં બેસીને જેના મનમાં જે આવ્યું તે લખી માર્યું. ત્યાં ટોકનાર કોણ? નહિતો આવાં તોહમતોના જવાબ તો તેઓને કયારથી પણ મળી ચુકેલા છે. વાત એમ છે કે કોઇ જમાનામાં મૂસલમાનોની તલવારે એવી ધુમ મચાવી દીધી છે; કે જે હાલ પણ વિરોધીઓને ઉંઘમાંથી ભડકાવીને જગાડી દે છે અને તેથીજ તેઓ ડરના માર્યા જેહાદ

જેહાદ પોકાર્યા કરે છે. નહિતો જેહાદ કોઈ હવા નથી. જેહાદનો અર્થ પ્રયત્ન કરવા અથવા લડવાનો થાય છે. એક માણુસ પોતાની ખૂરી આદતોને રોકવાની કોશીશ કરે છે, તે પોતાના મન સાથે જેહાદ કરે છે. એક માણુસ કોમમાં કેળવણી ફેલાવવાને વાસ્તે ઘર ઘર ભીખ માગે છે, અને લોકોના મેણાં ટોણાં સહન કરે છે, આ પણ જેહાદ કરે છે. એક માણુસ વિરોધીઓની કલમના હુમલા રોકવાને વાસ્તે ન્યુસ પેપરોમાં આરટીકલો લખી રહ્યો છે, તે પણ જેહાદ કરે છે. એવીજ રીતે જો એક વખત એવો આવી પડે કે જ્યાં જીવપર રમ્યા વગર પોતાનો ધર્મ, ઇમાન, અને આબરૂ જાળવવી મૂશકેલ હોયતો તેજ જેહાદ લાકડી, તલવાર અથવા બંદુકથી પણ થાય છે. નહિતો ઇસ્લામનો એવો હુકમ નથી કે તમે તલવારથી ઇસ્લામને ફેલાવો, અને તેમ થયું પણ નથી. પહેલાં જ્યારે ઇસ્લામ ફેલાયો અને તે વખતે જે લડાઇઓ થઇ હતી, તે ચાલતા સુધી બધી પોલીટીકલ લડાઇઓજ હતી, જે હરએક ધર્મ અને કોમમાં થઈ છે અને થાય છે. બાકી મુસલમાનોને તલવાર ઉઠાવવી પડી છે તે બધી પોતાના બચાવમાં ઉઠાવવી પડી છે. હવે એ વાત જૂદી છે કે મુસલમાનોના પોતાના બચાવે એક એકને, સોસો અને હજાર હજાર ઉપર ફતેહ આપી. મુસલમાનોનું હૃદય તેમને ભરૂસો આપતું હતું, કે તમે હકપર છો અને તેથીજ ખુદા પણ તમારી મદદપર છે. આ ખ્યાલથીજ તેઓના મનમાંથી બીક નીકળી જતી હતી અને તેઓ અલ્લાહો અકબર કહીને દુશ્મનોની વચમાં પેસી જતા અને જોતજોતામાં સાચને સર્વોપરી કરી બતાવતા હતા. આને કોઇ ખુદાઇ મદદ અથવા ફરીશતાઓની ફોજ કહી દે તો તેમાં શું નવાઇ છે, અને જુઠ પણ શું છે ! કોઇ એમ માને છે કે મુસલમાનોની ફોજ સાથે પાંખોવાળા ફરીસ્તાઓ મળી જતા હતા.

કોઈ એમ "કહે છે કે જે ન્યાયી વાતનું જોર દરેક મુસલમાનના દિલમાં પેદા થતું હતું, તેજ ફરિશતા થઇ કામ આપતું હતું. કંઈ પણ હોય, પણ અંત તો એકનું એકજ છે. અમારે તો બતાવવું છે કે મુસલમાનોએ લૂંટની ખાતર, લોંડી, ગુલામ, માલમતા લેવાને વાસ્તે અથવા લોકોને ડરાવીને મુસલમાન બનાવવાની ખાતર તલવાર ઉઠાનીજ નથી. આ વાત અક્કલમંદ માનશેજ નહિ કે એક ધર્મ જ્યાં એક તરફ તો ગરિબો અને લાચારોને મદદ આપવાનું કહેતો હોય, હાથ નીચેના અને કમજોરોને સતાવવું એ એક મોટામાં મોટો જુલમ બતાવતો હોય, અને જેનું કહેવું એમ હોય કે ધર્મ ખરા દિલથી છે જીભથી નથી, તેજ ધર્મ એવો હુકમ આપે કે જેને જ્યાં ચાહો ત્યાં મારી નાખો, લૂટી લો, અને જોરજુલમથી પણ મુસલમાન બનાવો એ કદી સંભવીત છે ? ઇસ્લામના ઇતીહાસને જુઓ કે ખુદાના કાસદે સૌથી પહેલાં એવો સંદેશો આપ્યો કે બસ આખી દુનિયાનો એકજ ખુદા છે. ખરાબ કામોથી બચો, અને સારી ચાલચલણ પકડો, અને દેવની આગળ માણુસની કુરબાની ( વધ ) બંધ કરો, ગરિબ છોકરીઓને જીવતીજ ન દાટો, અને સ્ત્રીઓને પશુ ન સમજો વિગેરે વિગેરે. આ વાકયોની કેટલાક લોકોપર સારી અસર થઇ અને એક ખુદાને માનનારા થઇ ગયા, તેથી તે લોકોપર જુલમો ગુજારવામાં આવ્યા. તેમને પોતાના ઘરોમાંથી હાંકી દેવામાં આવ્યા, પોતાનો માતૃ દેશ છોડવો પડયો અને બીજી જગ્યાએ જઈ વસીને ખુદાનું નામ પોકારવા લાગ્યા. જુલમીઓએ ત્યાં પણ ચેન લેવા દીધું નહિ તેથી ખુદાનું નામ લેનારા ત્યાંથી પણ નાસીને બીજા પાદશાહના મુલકમાં જઇ વસ્યા. ત્યાં પણ દૂશ્મનો જઇ પહોંચ્યા અને પાદશાહને અરજ કરી કે અમારા દુશ્મનોને અમારે શરણે કરો. જ્યારે ખુદાનો

સબરનો પ્યાલો ભરાઈ ગયો ત્યારે તેણે મૂઠ્ઠીમાં સમાય એટલા લોકોના દિલમાં એવો જોશ પેદા કરી દીધો કે તેઓ પોતાના ખુદાનું નામ લઇને, પોતાના દુશ્મનોથી બાથ ભીડવા ઉભા થઇ ગયા અને પોતાના બચાવમાં જે કંઈ થયું તે કર્યું. હવે આનું નામ જેહાદ છે તો શું ખોટું છે? હું આપને પુછું છું કે મુસલમાનોની સાથે બીજી કોમોના જેહાદને સરખાવી જુઓ કે કયું જેહાદ વધારે જુલમી અને દુઃખ ઉપજાવનાર હતું? ઘણું કરીને આપને મહાભારતનો જેહાદ વાંચી સંભળાવવામાં નથી આવ્યો! શું દુનિયા આથી પણ કોઇ વધારે ખૂનરેજી બતાવી શકે છે? અને જોવાની તો એજ ખુબી છે કે આવી સ્વાર્થી લડાઇને ધર્મ યુદ્ધની ઉપમા આપવામાં આવી છે. આપ એ યુદ્ધ પૂરૂં વાંચશો તો આપને ખબર પડશે કે મુલકનો લોભ, સ્ત્રીઓની બેઆબરૂ, જુગારની હારજીત એ બધી વાતોનો આ લડાઇમાં ભાગ છે. પછી હિંદુસ્તાનમાં બૌધ ધર્મ હતો. શંકરાચાર્ય મહારાજે બૌધ ધર્મની કેવી રિતે સેવા કીધી તેની સાક્ષી ઇતિહાસ આપે છે. પરશુરામે ક્ષત્રિઓનો નાશ કરવાને કેવો મોટો જેહાદ કીધો હતો? ક્રિશ્ચિયનોનો ઇતિહાસ વાંચો, તો ખબર પડશે કે રોમન કેથોલીક અને પ્રોટેસટન્ટ એવા લઢયા કે જીવતાને જીવતા આગની ભઠ્ઠીમાં બાળી દેવામાં આવ્યા. સ્પેનમાં ઇસાઇઓ મુસલમાનો સાથે એવી રીતે જુલમથી વર્ત્યા છે કે જે યાદ કર્યાથી રૂવાં રૂવાં ઉભાં થઇ જાય છે. આર્ય લોકોએ હિંદુસ્તાનમાં આવી તે વખતના હિંદુસ્તાનવાસીઓમાં ક્યાં લાડુ વહેંચ્યા હતા? આ બધાની સરખામણીમાં ફકત મુસલમાનોનો જેહાદ છે કે જેના વાસ્તે આટલા બધા બખેડા પછાડા કરવામાં આવે છે.

હલીમાખાનમ.—શું આપને ઔરંગઝેબના જેહાદના જુસ્સાથી

ઈનકાર છે ?' મેં સાંભળ્યું છે કે પહેલાં તે લાખો હિંદુઓને પકડીને એક વાડામાં કેદ કરી લેતો હતો. પછી તે લોકોને ત્રણ દિવસ સુધી ભૂખ્યા રાખીને, એક, એકને બોલાવતો અને એક હાથમાં માટીના પ્યાલામાં એઠું પાણી અને બીજા હાથમાં નાગી તલવાર રાખતો અને આવનારથી કહેતો કે કલમો પઢીને આ પાણી પીઓ. નહિતો તમે છો અને આ તલવાર છે. શું આ ઇનસાફ છે ?

કાબીલ—ઔરંગઝેબની વાત કાઢીને આપ ધર્મથી નીકળીને ઇતિહાસમાં પેસી ગયા, તેથી મને ડર છે કે આપણા કેટલાક દિવસ આજ વાદવિવાદમાં નીકળી જશે. હું આપને એક ચોપડી છે કે જેનું નામ "ઔરંગઝેબપર ઉડતી નજર" છે જે અમારા ફખરે કોમ (કોમનું અભિમાન ) મોલવી શીબલી નોમાનીએ લખી છે. એનાથી આપને માલુમ થઇ જશે કે ઔરંગઝેબપર જેટલાં તોહમતો મુકયાં છે તે બધાં એકંદરે જુઠાં છે, અને જયાં તેને જરાપણ સખતાઇ કરવી પડી છે તે ઘણું કરીને તે વખતના પોલીટીકલ મામલાને આભારી હતી, અથવા તેને એવા ખરાબ માણસોથી કામ પડયું હતું કે તેમને તે જેટલી સજા કરતો તે બીલકુલ તેઓના ગુન્હાના પ્રમાણમાં ઓછી હતી.

હલીમાખાનમ—ઠીક હું એ ચોપડી જરૂર વાંચીશ પણ આપ તો ઇસ્લામને જુદીજ રિતે ફેરવીને બતાવો છો. મેં તો પહેલાં કદી કોઇ મુસલમાનના મ્હોંથી આવી વાત સાંભળી નથી. આજે મેં આપણી પાડોશની મસીદના મૂલ્લાંજીથી પુછ્યું હતું કે જેહાદની બાબત આપના ધર્મમાં શું હુકમ છે ? ત્યારે તે ઘણીજ મગરૂરીથી કહેવા લાગ્યા કે અમારા ધર્મમાં એવો હુકમ છે કે જો બાદશાહ મુસલમાન હોય તો તલવારના જોરથી ઇસ્લામને ફેલાવો અને સૌને મારો.

કાબીલ—મુલ્લાંઓથી આવી વાતો પૂછવાની નથી. અમારાથી અથવા અમારા ભાઇઓથી આપે પૂછવું જોઇએ. એ બિચારા પોતેજ અંધારા કુવામાં પડેલા ત્યાં બીજાને શું રસ્તો બતાવવાના હતા! હમણાં હું કોઇ મંદીરના પુજારી પાસે જઇને વેદની ફીલોસોફી ઉપર વાદવિવાદ કરૂં તો શું રસ પડશે! સારૂં તો ત્યારેજ લાગશે કે જ્યારે બરાબરીની જોડ અખાડામાં ઉતરશે.

હલીમાખાનમ—પણ મેંતો એક ભણેલા લખેલા હુશીઆર માણસથી આ વાત પૂછી હતી. એ માણસ પોતાને મુસલમાન મીશનરી જણાવે છે. તેણે એક અજબ જવાબ આપ્યો તે એ હતો કે મુસલમાનો ક્યાં જતા હતા ત્યાંના રહેવાસીઓને તેઓ ત્રણ વાતો કહેતા હતા. તે એ હતી કે તમે અમારા ભાઇ બનીને રહો અથવા અમારી રૈયત બનીને રહો નહિ તો તલવાર લઇને સામે આવો જે જીતશે તે મૂખત્યાર થશે, એમ કરવામાં તેમની મતલબ એ હતી કે તમે મુસલમાન થઈ જાઓ અથવા અમારી રૈયત થઈ જાઓ અથવા લઢવા તૈયાર થઇ જાઓ.

કાબીલ—એ બિચારાએ વાત તો સાચી કહી અને તે આપને માનવી પણ પડી હશે. પણ તે તો જુસ્સાનો સવાલ છે, જેહાદની સાથે તેને કંઈ સંબંધ નથી.

હલીમખાનમ—ઠીક, જવાદો. આપના વાદવિવાદની મતલબ એ છે કે જેહાદનો અર્થ કોશિશ થાય છે, અને પોતાના બચાવની ખાતર જો તલવાર પણ કામે લગાડે તો તે બરાબર છે અને ઇસ્લામનો પણ આજ હુકમ છે. જો કદી ગયા જમાનામાં કોઇ પાદશાહે પોલીટીકલ લઢાઇને વાસ્તે પોતાની ફોજમાં જોશ ફેલાવવાની ખાતર જેહાદ પણ કહી દીધો હોય તો તે આવી પોતાની કારવાઇ માટે

જવાબદાર છે. ઇસ્લામનો હુકમ નથી કે તલવારથી ઇસ્લામને ફેલાવવો.

કાબીલ—બીલકુલ સાચી વાત. હું આપને ઇસ્લામનો ઇતિહાસ આપીશ અને તેથી આપને ભરૂશો થઇ જશે કે મેં જે કંઇ કહ્યું છે, તે કંઈ મારા મગજની દલીલો નથી પણ સાચા બનાવો છે.

હલીમાખાનમ—ઠીક, હવે હું રજા લેવા ચાહું છું.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### વાદવિવાદનો નવમો દિવસ.



### પેગમ્બર ( સ. અ. વ. ) ની સચ્ચાઇની દલીલ.

---

હલીમાખાનમ—આજે હું આપથી નાના નાના કેટલાક સવાલ પૂછ્યા પછી થોડીક ચર્ચા પોલિટિકલ બાબતને વાસ્તે કરવાની રજા લઉં છું. કેમકે હવે મને ભરૂશો થતો જાય છે કે જેવી રીતે અને ધર્મની બાબતમાં જુઠી રીતે સમજાવવામાં આવી હતી તેવીજ રીતે પોલિટિકલ અને સોશીઅલ મામલાની બાબત પણ ઉંધી સમજાવવામાં આવી છે કે મુસલમાનોએ હિંદની બીજી કોમોને અને પોતાને પણ નેચરલ અને ખાનદાની મૂર્ખાઇથી ઘણુંજ નુકશાન પહોંચાડયું છે.

કાબીલ—બેશક, આપ તેનો વાદવિવાદ કરો કે જેથી આપને

માલુમ થઈ જાય કે એ કોમ કે જેણે પૂરા છસો વરસ સુધી પોતે મુર્ખ હોવા છતાં પણ એક દેશ ઉપર રાજ્ય કર્યું છે. ત્યારે તે વખતે તેની રૈયત તેના કરતાં પણ કેટલી મૂર્ખ અને અક્કલ વગરની હશે? સબબકે એક સાધારણ માણુસ પણ કહી શકે કે :મૂર્ખ લોકો અક્કલ વાળાઓ ઉપર કોઇપણ કાળે રાજ્ય કરીજ શકતા નથી, અને કર્યું પણ નથી. આપના આ સવાલ કરવાની આગળ હું આપથી એક વાત જે કાલે રાત્રે મને યાદ આવી તે કહેવા માગું છું. વાત એમ છે કે આપે અત્યાર સુધી ઇસ્લામ પર જેટલો વાદવિવાદ કર્યો, તે બધાના મેં જવાબ આપ્યા, પણ વાદવિવાદની સાથેજ જો આપ મને ફજેતીના જવાબો આપત તો ફક્ત તે અમારી ભૂલનો આપને જવાબ પણ મળીત અને વધારામાં આપને બીજાઓનાં ઘરની પણ ખબર થઇ જાત! દાખલા તરીકે, પરમ દિવસના વાદવિવાદમાં આપનો એવો સવાલ હતો કે મુસલમાનોનો ઈસ્લામ કુદરતના કાનુનની વિરૂદ્ધ કેટલીક બાયડીઓ રાખતાં શિખવે છે અને તેનાથી ઉલટું ફક્ત આર્યોમાં એકજ સ્ત્રી રાખવાનો હુકમ છે, પણ આપને મેં એવા રાજા મહારાજાઓનાં નામની ટીપ નથી લખાવી કે જેમના મહેલો હમણાં પણ રાણીઓથી ભરેલા છે. જો કદી દુનીઆને તેમની ખાનગી જીંદગીનો નમૂનો બતાવવામાં આવે તો સાફ માલમ થશે કે ટરકીના સુલતાન વાહેદઅલીના સંબંધમાં જે જે વાતો ઘડી કાઢેલી છે તે કંઇ ગણુતરીમાંજ નથી.

હલીમાખાનમ—તેની મને કંઇ અગત્ય નથી, હું પોતેજ એક રાજ્યમાં રહું છું, કે જ્યાં આ બધા ચમત્કારો નજરે જોઉં છું, પણ આનો જવાબ આર્ય લોકો તો એમ આપે છે કે અમારામાં વધારે સ્ત્રીઓનો રિવાજ મુસલમાનોની સોબતથીજ પડી ગયો છે.

કાબીલ—એમ વાત છે? હવે આપ તેમને એમ પૂછો કે જો મુસલમાનોના વખતથીજ આપના ઘરડાઓ બગડી ગયા, તો શ્રી રામચંદ્રજી મહારાજના પિતાજી દશરથજીને કેટલી રાણીઓ હતી? મહારાજ શ્રિકૃષ્ણજીએ પોતાની બહેન સુભદ્રાનો વિવાહ શાહજાદા અર્જુનથી કેમ કીધો? સબબકે શાહજાદા અર્જુનની દ્રોપદી શિવાય પણ ઘણી રાણીઓ હતી. ખુદ શ્રિકૃષ્ણ મહારાજની પરણેલી કેટલી રાણીઓ હતી. જેમાંથી રૂકમણીજી અને જામુવંતીજી તો બધાથી મશહુર રાણીઓ છે. આવા બીજા સેંકડો દાખલા ઇતીહાસમાં છે. અમે પૂછીએ છીએ કે આવા આવા મહાત્માઓને મુસલમાનો કયારે ખરાબ કરવા આવ્યા હતા?

હલીમાખાનમ—ખેર સાહેબ, આવા ઝગડાઓમાં ન પડો. અમારે તો ફકત અમારૂં ઇમાનજ દુરસ્ત કરવું છે, બીજાઓની ખોડ ખાંપણ જોવી નથી. આપ મારા સવાલનો જવાબજ આપતા જાઓ એટલે થયું. મારો સવાલએ છે કે આપનામાં સાચી પેગમ્બરી પારખવાની કઇ કઇ રીતો છે? કેમકે દરેક કોમમાં ઘણા કેળવાએલા અને એવા અક્કલમંદો હોય છે કે જે બીજાઓને શિખામણ આપે છે, તો શું તે બધા પેગમ્બર છે? અથવા કંઇ ચમત્કાર, પૂરાની આદતો અને વાતોની જરૂરત છે?

કાબીલ—સાંભળો, કંઇ ચમત્કાર એકલીજ દલીલ નથી. જો આખી દુનિયા હમણાં એમ સાબીત કરી આપે કે ચમત્કાર કોઈ ચીજજ નથી અને અમારા પેગમ્બરે કોઈ ચમત્કાર બતાવ્યોજ નથી તો હું કહુ છું કેઃ-ખેર, એમ સમજો કે નથી બતાવ્યા. જો ચમત્કાર કોઇ ચીજજ નથી, તો પેગમ્બરનાં કામો, ટેવો અને તેમની ચાલ ચલણ, તેમની અસર, તેમની વાતો, તેમની શીખામણ, અને તેમની

ફતેહમંદીઓ, એ બધા ચમત્કારજ છે, અને તેમનાથી કોઈ ઇનકાર કરીજ શકતું નથી.

સાંભળો, જો એક માણસ, બી. એ. એમ. એ. સુધી અભ્યાસ કરીને વિલાયતની મૂસાફરી કરે, દેશદેશમાં ફરે, સેંકડો ફીલોસોફરો અને ડાકટરોની મુલાકાત લે, અને તેમના વિચારોથી પોતાનું મગજ ભરે અથવા એક માણસ, બચપણથીજ કેળવણી લે અને જુવાનીમાં દેશ યાત્રા કરે, મોટા મોટા પંડીતોથી વાદવિવાદ કરે અને પછીથી ધર્મનો રીફોરમર બની જાય, તો કંઇ અચંબાની વાત નથી. આ દરજો તો અમારામાં આલીમો અને ઇમામોનો છે.* પેગમ્બરી તો બીજીજ ચીજ છે. પેગમ્બર તો માના પેટમાંથીજ બનીને આવે છે અને તેમનું પેદા થવું એ પણ ખુદાનીજ ખાસ યુક્તિ હોય છે. ખુદા તેમને પેદા પણ આને વાસ્તે કરે છે. એટલાજ માટે નાનપણથીજ તેમનામાં તે ગુણો મોજુદ હોય છે. ખુદ અમારા, દુનિયાના છેલ્લા પેગમ્મ્બર સાહેબની લાઇફપર વિચાર કરો તો માલુમ પડશે કે તેમની હસ્તીજ એક ચમત્કાર હતો. તેઓ એક એવા ટોળામાં પેદા થયા હતા, કે જે દારૂ પીવો, જીના કરવી, છોકરીઓ મારવી, દેવપૂજા કરવી, અને નકામી લડાઓમાંજ ઘેરાએલું હતું. તેમને કોઇ કોલેજમાં મોકલવામાં આવ્યા ન હતા, અથવા તેમને માટે કોઇ અમૂક રીડીંગરૂમ પણ નહોતું. એટલે સુધી કે તેમને બાપ સમાન છત્રી પણ રહી નહોતી, કે જે ફકત તેમની દેખરેખ રાખે! પણ ત્યાં તો કુદરતે ઇલાહીએ તેમને બધી બાબતોમાં તૈયાર કરીને મોકલ્યા હતા. જ્યાં સમજદાર થયા કે પોતે પોતાના પશુ સમાન દોસ્તોથી દૂર નાસવા લાગ્યા, અને પર્વતોની ગુફાઓમાં આખો આખો દિવસ પડયા રહેતા. છેવટે એક દિવસ તેમણે પોકા-

વી દીધું કે ખુદા એક છે. પોતે ફક્ત પોકારીને રહી ગયા નહિ પણ આખી દુનિયાથી પણ પોકરાવી દીધું.

હવે અમે પૂછીએ છીએ કે વિરોધીઓને આનાથી સારો ચમત્કાર કયો જોઇએ? સાંભળો જેટલા રીફૉરમર લેકચરરો થાય છે, તે ફક્ત બહાર જઇને પોતાની જીભના જોરથીજ મશહુર થાય છે, પણ તેમનાજ ઘરમાં જઇને જુઓ તો બધું પોગળ માલુમ પડી જાય છે, કે તેમનું કંઇ પણ ચાલતું નથી. હવે, જરા સાચા પેગમ્બરને તો જુઓ, કે તેઓ તો સૌથી પહેલાં પોતાના ઘરમાંજ પોતાનો દાખલો બેસાડી દે છે, અને પછી ઘરથીજ આગળ ચલાવે છે. તમે પોતેજ કે બનાવટી માણસો પોતાના દોસ્તોને મોઢે, પોતે કદી કહી શકે ખરો કે મને ખુદાનો સાચો રસુલ માનો, અને તેઓ પણ કદી માની લેશે? આનાથી સારી દલીલ અને ઓળખાણ, સાચી પેગમ્બરીની થઇજ શકતી નથી. પેગમ્બરની નીશાની એ છે કે, તે સાચો હોવો જોઇએ વળી: વિચારનો મજબૂત, દયાળુ, સાદો સુદો હોય, જે બીજાઓને કહેતો હોય તેજ પોતે પણ કરતો હોય, અને બધી રીતે કામીલ પુરૂષ હોય.

હલીમાખાનમ—બેશક, સાચા પેગમ્બરની આ સીધામાં સીધી દલીલ છે, જે દરેક માણસની સમજમાં આવી શકે તેમ છે. કુરબાન જાઉં એવા પાક બંદાના નામ ઉપર. ઠીક, હવે મને રજા આપો. ( હલીમા જતી રહી. )



# પ્રકરણ ૧૭ મું.

---

## વાદવિવાદનો દસમો દિવસ.

---

## પુનર્જન્મ.

---

હલીમાખાનમ—જો આપ આજે પૂનર્જન્મની બાબત કંઇ વિવેચન કરશો તો મોટો એહસાન થશે, કારણકે આજકાલ આ સવાલ ઉપર ઘણીજ ચર્ચા થવા લાગી છે અને સંભળાય છે; કે યુરોપમાં પણ ઘણા લોકો આ વાતને માનવા લાગ્યા છે.

કાબીલ—યુરોપના માનવાથી શું થઇ ગયું! યૂરોપ તો દિવસે દિવસે ખુદાને ન માનનારો થતો જાય છે. તો શું! જે લોકો ખુદાને ન માને તેનો દાખલો આવી વાતમાં દલીલ સમજો છો? એક દેશ છે જેમાં જુદી જુદી જાતના અને જુદા જુદા વિચારવાળા લોકો વસે છે, તેમાં આવા વિચારના પણ લોકો હોય તેમાં નવાઇ નથી. આપ મહેરબાની કરીને પૂનર્જન્મની સાબીતીની બારેમાં બારે દલીલ જે આપની પાસે હોય તે કહી સંભળાવો કે જેથી તેનો જવાબ આપવામાં આવે, અને જો તે રદ થઇ ગઇ તો એમ સમજવું કે બધીજ રદ થઇ ગઇ. નહિં તો આ વાદવિવાદ ઘણોજ લાંબો છે અને તેમાં ઘણાક દિવસ વિતી જવાનો ભય છે.

હલીમાખાનમ—આપણે જોઇએ છીએ કે દુનીઆમાં માણસોની જુદી જુદી હાલત છે. કોઇ દુઃખી છે, તો કોઇ સુખી છે, એક

તંદુરસ્ત છે તો બીજો બિમાર, એકને આખો દિવસ મજુરી કરવા છતાં પણ પેટ પુરતું ખાવા નથી મળતું, ત્યારે બીજો આરામથી બેસીને સારામાં સારી ચીજો ખાય છે, એક ગાડી હાંકે છે તો બીજો ગાડીમાં બેઠેલો છે, એકની ખાંધપર જ્યાં પાલખી છે, તો બીજો પાલખીમાં બેઠેલો છે. ખુદા તો મોટો અક્કલવાળો છે, અને તેની નજરમાં તો બધા સરખાજ છે, તો પછી દુનીઆની આવી હાલત કેમ છે, કે એકને*દુઃખ અને બીજાને કંઇ પણ કારણ વગર સુખ આપે છે? આથી સાફ માલુમ પડે છે કે ગયા જન્મમાં જેની જેવી કરણી હતી, તેને આ જન્મમાં તેવાંજ ફળ મળે છે.

કાબીલ—સારૂં, આપ એમ તો માનો છો ને કે પાપોના કારણથી માણસ ઘોડા, ગધાડા, કુક્કર, વાંદરા, હાથી, સાપ, વિંછી, અને ઝાડના જીવનમાં આવે છે?

હલીમાખાનમ—હા, ગુન્હોને લીધેજ સારૂં નરસું જીવન મળતું રહે છે. એક માણસે સારાં કામો કીધાં, તો રાજાને ઘેર પેદા થયો, બીજા માણસે ખરાબ કામ કીધાં તે મહેતરને ત્યાં અવતર્યો. એનાથી પણ વધારે ખરાબ કામ જો કોઇ માણસે કર્યાં, તો તે ઘોડો થઇ ગયો અને ગાડીમાં હાંકવામાં આવ્યો, સાર એજ કે જેવા ગુન્હા તેવીજ સજા અથવા, જેવું કામ તેવું ઇનામ.

કાબીલ—આ હીસાબથી તો દુનીઆમાં જેટલા જીવો અને વનસ્પતીઓ છે તે અસલમાં તો માણસજ છે પણ ખરાબ કામો કરવાથીજ આવું જીવન પ્રાપ્ત થયું છે.

હલીમાખાનમ—બેશક, આ બધામાં માણસનોજ જીવ છે અને બધા દુઃખમાં છે.

કાબીલ—ઠીક એમ કહો, કે જો કોઇ માણુસ ધર્મોજ સંભાળીને ચાલે, અથવા પાપ ન કરે, જીવહત્યા ન કરે, વેદક રીતે ચાલે, અને બધા નેકીનાં કામો કરે, તો પછી ઇશ્વર તેને ઘોડો, બળદ, કુક્કર, વાંદરો, આંબો, જાંબુ, ખીરા, અને લાકડીનો જન્મ આપશે નહિ કારણકે તે તો મોટો ઇનસાફી છે.

હલીમાખાનમ—જો કોઇ સજાનું કામજ ન કરે તો પછી તેને સજા મળેજ કેમ?

કાબીલ—હવે ધારો કે, આજ આખી દુનીઆ પાપોથી દુર રહેવાનું પણ લઈ લે, તો કેવું બૂરૂં થાય, એટલે ઘોડા પેદા થતાજ બંધ થઇ જાય, જેનું પરીણામ એ થાય કે રાજા સાહેબના તબેલા બધા ખાલી, થઇ જાય બળદ પણ પેદા ન થાય તેથી રથ, અને ગાડીઓ પૈણ બંધ થઈ જાય, પછી તો રાજા સાહેબને રથનું પણ નામ છોડી દેવું પડે અને પાલખીમાં બેસવું પડે. તે પણ બનવું મૂશ્કેલ થઇ પડે કારણકે કોઇ પાપી હોયજ નહી કે જે પાલખી ઉપાડનાર તરીકે પેદા થાય! હવે તો ઘણીજ મુશ્કેલી થઇ જાય અને રાજા તથા પ્રજામાં શું તફાવત રહે? અને રાજા બનીને પણ શું સુખી થાય. કેમકે તેમનો કોઇ નોકર થવાનું પસંદજ શા માટે કરે? જ્યારે કોઇ પાપજ નહિ કરે તો પછી આંબો, જાંબુ, નારંગી, ફળ, ફુલ, અને બગીતણુ, પણ પેદા થતાં બંધ થઇ જશે, તો પછી દુનીઆમાં ખુદા પરસ્તી શું રહેશે! એક મુસીબતજ રહેશે! હવે તો ખુદાને પોતે માણુસોને ઉંધે રસ્તે સમજાવી ફોસલાવીને ચઢાવવા પડશે કે જેથી તેઓ પાપો કરી ગુન્હેગાર બને અને તેથી ફરી પાછી બધી ચીજો જન્મે અને લોકોનો કારભાર ચાલે અને દુનીઆ કાયમ રહે.

આથી પુનર્જન્મનો સવાલ એકદમ રદ થઇ જાય છે. અમે કહીએ છીએ કે પશુ, પંખીઓ, વનસપતીઓ, ફળફુલ વિગેરે બધી ચીજો ખુદાએ માણસના આરામને વાસ્તે પેદા કીધી છે. તેમના જીવતો માણસના જીવથી તદ્દન જુદોજ છે, અને તેઓને આ દુની-આમાં સજા આપવા માટે પેદા કીધા નથી. હવે સવાલ એ રહ્યો કે દુનીઆમાં એક ગરિબ અને એક અમીર, એક રાજા અને એક પ્રજા એમ શા માટે પેદા થયાં છે ? અમે આપથી પુછીએ છીએ કે આપ એક ઘર બનાવો છો તો તેમાં એક ઓરડી રસોડા માટે બનાવો છો અને બીજી ઓરડી દિવાનખાનાની બનાવો છો, અને ત્રીજી કોટડી ઉંઘવાને વાસ્તે તૈયાર કરો છો અને એક ખુણામાં જાજરૂ બનાવો છો? હવે જો જાજરૂવાળી જમીન તમારાથી ફરીયાદ કરે કે કેમ હજુર મેં એવો શું ગુન્હો કર્યો છે કે મને આવા ખરાબ કામ માટે વાપરો છો તો શું જવાબ આપી શકાય છે? બસ એજ, કે માલીકની મરજી, એનું ઘર હતું અને જે જગ્યા જે કામ વાસ્તે સારી લાગી ત્યાં તે બનાવી દીધું, તું આવો સવાલ કરનાર કોણ ? આવીજ હાલત દુનીઆની છે. ખુદાનું કાર-ખાનું એમજ ચાલે છે. જો બધા અમીરજ હોય તો ગરિબો વગર તેમની અમીરી શું કામમાં આવે ? હવે દુઃખ સુખની વાત બાકી રહી. આ બધું મૃગજળજ છે. દસ રૂપીઆનો પગારદાર સો રૂપીઆના પગારવાળાને અમીર જાણે છે પણ સો રૂપીઆવાળો હજાર રૂપીઆ વાળાને સુખી માને છે. પણ સાચું પુછો તો કોઈ દુઃખી નથી. અને બધાને દુઃખમાં માનવાનું નામજ દુઃખ છે અને નહી માનવાનું નામ સુખ છે.

બીજી એક વાત સાંભળો. કુદરતનો કાનુન છે કે જે જાનવર જે હાલતમાં પેદા થાય છે તેને તેટલુંજ જોર આપે છે. ઉંટમાં કુદરતી

રીતેજ એટલું જોર છે કે ચાલીસ ગાઉ સુધી ચાલે અને જંગલી કાંટાજ ખાઇને મસ્ત રહે. બળદમાં ગાડી ખેંચવા જેટલુંજ જોર છે. હવે કહો કે તેમાં દુઃખ શું છે ? એતો ફક્ત વહેમ છે.

આ પૂનર્જન્મનો સવાલ તો દયા, ખુદાનો ડર, એહસાન, નેકી, અને ખેરાતથી માણસને રોકે છે, તે એવી રીતે કે એક લંગડો માણસ એમ લંગડો થયો છે કે તેણે બીજા ભવમાં પાપ કર્યાં હતાં. હવે જો કોઇને તેની ઉપર દયા આવી અને તે તેને એક પૈસો આપે તો ગુન્હેગાર થાય છે, કેમકે ખુદાએ પોતે તેને સજા કરી છે અને અમે તેની મરજી વિરૂદ્ધ તેને સુખ આપવા ચાહીએ છીએ. એક સ્ત્રીનો ધણી એટલા માટે મરી ગયો કે તેણે બીજા ભવમાં પાપો કર્યાં હતાં. હવે આર્ય લોકો તેમનાં પૂર્નલગ્ન કરવા અને તેમને આવા દુઃખમાંથી છોડાવવાની કોશીશ કરે છે. એમ કરવામાં ઇશ્વરથી લડાઇ કરે છે અને તેથીજ ઇશ્વરે સંવત સત્તાવનનો દુકાળ એ લોકોને સજામાં ભુખે મારવા મોકલ્યો હતો. હવે કહો જોઇએ કે આપણને શું ગરજ છે કે લાખો રૂપીઆ ઉઘરાવીને યતિમખાનાઓ ખોલીએ અને ભૂખ્યાની જાન બચાવીએ! ચારાની તંગીને લીધે જો ગાયો મરતી હોય તો મરવાદો, તેમનીજ કરણીનાં ફળ તેમને મળે છે. ટુંકામાં સાર એજ કે ફક્ત પૂનર્જન્મનોજ ખીયાલ તે બધા દયા ભરેલા કામોને રોકે છે. બીજું સાંભળો, બાપ દિકરાઓને પાળે છે, તેમને ભણાવે છે અને દુનિયાને લાયક બનાવે છે, તો તે દિકરાઓએ બાપનો શા માટે એહસાન માનવો જોઇએ! કારણકે તે તો ગયા જન્મનોજ સંસ્કાર છે. કદી તેજ છોકરાએ બાપને પણ પાળ્યો હશે. જો છોકરો માબાપને મેથીપાક આપતો હોય, તો ખોટું લગાડવાની કંઇ જરૂર નથી કેમકે એતો આપણા પૂનર્જન્મનો બદલો લે છે પછી

છોકરાને શા માટે ઠપકો આપવો જોઇએ? જો મેં કોઈ દોસ્તને તેના આડા વખતમાં કંઈ થોડી રકમ ધીરી હોય, તો તે મારો શા માટે એહસાન માને, કેમકે તે તો ગયા જન્મનોજ બદલો છે. જો મારા રૂપીઆ દબાઇ જાય તો તે માટે મારે જરાપણ બડબડવું જોઇએ નહિ કારણકે તે ગયા જન્મમાં મારાપર કંઈ માગતો હશે તેથી તે પોતે પોતાની રકમ લઇ ગયો, તેમાં કંઇ ફરીયાદ કરવી જોઇએ નહિ.

કોઈ કોઇને મારી નાખે તો સારૂં કર્યું, કેમકે ગયા જન્મનોજ બદલો લીધો હશે. કોર્ટો અને કચેરીઓની તેથીજ કંઈ પણ જરૂરત નથી, આજ પૂનર્જન્મનો સવાલ છે કે જેની ફીલોસોફી આકાશમાં-થીજ ઉતરી એમ કહેવાય છે. હવે સાંભળો, પૂનર્જન્મની રૂએ દરેક માણસને પોતપોતાની સજા મળતીજ રહેશે, તેને કોઇ રોકી તો શકતુંજ નથી. પણ અમે કહીએ છીએ કે માણસ ખુદાનો હુકમ બદલી શકે છે, તે એવી રીતે કે ખુદાએ એક માણસને તેના ગયા જન્મના ગુન્હાની સજામાં તેને મેહતરનો જન્મ આપ્યો છે કે તે આખી જીંદગી જાજરૂનું મેલુંજ ઉઠાવે. પણ કોઈ પાદરી સાહેબ આવી જાય અને તેને બાપટીઝમ આપીને સાહેબ બહાદુર બનાવી લે તો કર્મનાં ફળતો એક બાજુએજ રહી જાય! આ પૂનર્જન્મનો સવાલ તો ખુદાનો એહ-સાન પણ માનવાની મના કરે છે અને ખુદાથી કંઈ દુઆ પણ માગ-વાને ખરાબ બતાવે છે. કેમકે જો માણસનાં ભાગ્ય જરાપણ ઉઘડયાં કે તે તો એમજ સમજશે કે મારા ગયા જન્મની કમાણીનાં ફળ છે, તેમાં ખુદાને શું લાગે વળગે! જો કોઈ દુઃખ હોય તો તેને વાસ્તે દુઆ માગવી પણ નકામી છે કેમકે ખુદા પોતાનાજ હુકમને ક્યાં બદલી શકે છે!

હલીમાખાનમ—બસ બસ, સાહેબ, આપે તો થોડાજ વાક્યોમાં

મોટામાં મોટા સવાલનો ફડચો કરી નાખ્યો. સાચું પૂછો તો પૂનર્જન્મ ગપજ છે. હું હવે વધારે સાંભળવા નથી માગતી કેમકે આટલાથીજ મને સંતોષ થઇ ગયો છે. પૂનર્જન્મનો સવાલજ જુઠો છે. હવે હું જાઉં છું, કાલે ફરીથી હાજર થવું પડશે. (હલીમાખાનમ જતી રહી.)

# પ્રકરણ ૧૮ મું.

## વાદવિવાદનો અગીયારમો દિવસ.

### આર્યસમાજ શું ?

હલીમાખાનમ—હું આપના મોઢેથી દેશમાં ચાલતા મામલાઓના ગુંચવણ ભરેલ મામલા બાબત સાંભળતાં પહેલાં આપને અરજ કરવાની રજા લઉં છું કે, જો કદી આજે આપ મને આર્યસમાજ શું છે, અને તેના બાનીઓ કોણ હતા, અને તેઓને આ ધર્મ ફેલાવવાની શું મતલબ હતી, અને છેવટે તેઓએ દેશમાં અદાવતની આગ શા માટે ભડકાવી છે, અને ખાસ કરીને તેઓ મુસલમાનોના આટલા બધા દુશ્મન શા માટે બનેલા છે, તે આપ સમજાવશો તો મોટી મેહેરબાની થશે.

કાબીલ—સ્વામી દયાનંદ આર્યસમાજના બાની હતા. તેઓ એક અકલમંદ અને પોતાની કોમના સાચા હમદર્દ હતા. તેમણે હિંદુઓની પડતી ઉપર વિચાર કર્યો, તો તેમને માલુમ પડયું કે હિંદુ-

ઓના ધર્મના પાયો બીલકુલ ખોખલો છે અને એમણે તેમનાં બધાં પુસ્તકો બરાબર ધ્યાન દઇને વાંચ્યાં તો માલુમ પડયું કે મૂર્તિપૂજા બધી નકામી વાતોથી ભરેલી છે. પણ તે એવા વિચારમાં પડયા કે જો તેમનાં આ બધાં પુસ્તકોને માનીને તેમને સુધારવા જઇશું, તો તે બીલકુલ થઈ શકશે નહિ; તેથી ફકત એક વેદ સિવાય બીજાં પુસ્તકોથી ઇનકાર કરી જઇએ તો ઠીક છે. કેમકે તેને ( વેદને ) જાણનાર અને ભણનાર ઘણાજ થોડા છે અને આમાંજ ફેરફાર કરીને અને ખેંચતાણ કરીને ગમે તેવી રીતે આપણી મતલબ કાઢી લઇશું. પણ જો વેદને પણ બીજા પુસ્તકોમાં શામેલ કરી દઇશું તો બીજું આકાશી પુસ્તક ઘડવું પડશે, અને તેથી સાર એજ આવશે કે હિંદુસ્તાનમાં સલાહસંપ રહેશે નહિં અને મારો પંથ પણ એક નાનું ટોળું બનીને રહી જશે. તેથી સૌથી પહેલાં એવો વિચાર કર્યો કે બીજા ધર્મોમાં એવી કઇ કઇ વાતો છે કે જેની ઉપર અમારી કોમના લોકો મરે છે, અને અમારામાંથી નાસીને તેઓમાં જઇ મળે છે. એમ વિચાર કર્યો કે આજકાલના સુધરેલા જમાનામાં કે જેમાં અંગ્રેજી ભણેલા ઘણા લોકો છે તેઓ કઇ વાતોને વધારે પસંદ કરે છે અને કઈ કઇ વાતોને તે ખરાબ માને છે ! આ બધી વાતોને સ્વામીજીએ એકઠી કરી લીધી અને પોતાનો સુધારો ચાલુ કરી દીધો અને વેદ શિવાય બીજાં બધાં પુસ્તકોને માટે એમ કહી દીધું કે તે બધાં જુઠાં છે, તે તો બ્રાહ્મણોએ પોતાનું ગુજરાન ચલાવવા બનાવી લીધાં છે, અને વેદની સાથે આ પુસ્તકોને કંઇ લાગતું વળગતું છેજ નહિ. હવે એમણે જોયું કે મુસલમાનો ખુદાને એક માનનાર અને એક બીજાને ભાઇ સમજે છે અને આભડછેટને જરાપણ માનતા નથી, તેથી તેઓએ તેમના માટે પણ કહી દીધું કે વેદ પણ જુદી જુદી જાતને નથી

માનતો, પણ કહે છે કે જે વિધાભ્યાસ કરે તે બ્રાહ્મણ, જે સિપાહી હોય તે ક્ષત્રી અને જે વેપાર કરે તે વાણીઓ વિગેરે વિગેરે.

એમણે જોયું કે મુસલમાનોમાં રાંડીરાંડોને નાતરૂં કરવાની છૂટ છે, અને અમારે ત્યાં મનાઇ છે જેથી એમજ થાય છે કે રાતદિવસ હરામખોરીઓ, અને બેગુનાહનાં ખૂનો થયાં કરે છે, તેથી પોતે પણ કહી દીધું કે વેદમાં રાંડીરાંડોને નાતરૂં કરવાની છૂટ છે. તેમણે જોયું કે મુસલમાનોની તોહિદ ખરી અને ડાઘ વગરની છે તો પોતે પણ છાતી ઠોકીને કહી દીધું કે વેદ તો ફકત એકનેજ માનવાને કહે છે, બાકી જેટલા દેવ દેવતા છે, તે બધું પાખંડ છે. એમણે જોયું કે અમારી અજબ જેવી ચીજો માનવાની રીત ઉપર આખી દુનિયા હસે છે, અને અમારા વડવાઓની જીંદગી એક સારો નમુનો હોવાને બદલે ખરાબ નમૂનો છે, તેથી ઝટ દેતાં કહી દીધું કે આ બધી ઘડી કાઢેલી વાતો છે. હનુમાનજી વાંદરા નહોતા, બાઇઝ કોમના માણસ હતા, અને ઘણાજ બહાદુર હતા. તેમણે લંકાને પૂંછડાવતી જીતી નથી પણ ત્યાં લશ્કર લઇ ગયા હતા, અને પોતે લશ્કરના સેનાપતી હતા. શ્રિકૃષ્ણ મહારાજને ફકત એકજ રાણી હતી.

જ્યારે એમણે જોયું કે સાયન્સ એકદમ આગળ વધે છે અને અમારી જુની વાતોને જુઠી બનાવે છે, તેથી ચાલો આપણે પહેલાંજ કહી દઇએ કે આતો બધી અમારી જુની વાતો છે. અમારો ધર્મ તો આમજ કહે છે. આખરે આત્મા અને દેહનો સંબંધ પરમાત્માની સાથે જેમ તેમ કરીને બેસાડી દીધો. એમણે જોયું કે બીજા ધર્મોની ચઢતી થયાજ કરે છે અને અમે દિવસે દિવસે ઘટતાજ જઇએ છીએ, ત્યારે પોતે પણ કહી દીધું કે અમે પણ અમારા ધર્મમાં બીજાઓને

લઇ શકીએ છીએ. એમણે જોયું કે મૂર્તિપૂજા ઉપર બધા ધર્મો હુમલા કરે છે અને તેથી મ્હોં બતાવવાની પણ જગ્યા રહેતી નથી તેથી એની ફીલોસોફીમાં ઉતરવા કરતાં લાવોને સાફ એમજ કહી દઇએ કે વેદમાં મૂર્તિપૂજાનું નામ પણ નથી, અને જ્યાં જ્યાં દેવપૂજાનું નામ હતું, ત્યાં પોતે કહી દીધું કે તે તો ખુદાની તારીફ અને તેની તારિફનાં નામો છે, એમ કહીને દૂર ખસી ગયા.

આ બધું સ્વામીજીએ કર્યું તે બધું વ્યાજબીજ કીધું, તેમ તેમની અક્કલપર કોઇ ચું કે ચાં કરી શકે નહિ, પણ દરેક માણસની ફરજ છે કે પોતાના ઘરની પહેલાં સ્થિતિ જુએ, તેનો બંદોબસ્ત કરે, અને પોતાની ખરાબ જે રિત હોય તેને સુધારે. પણ પંડીતજીએ એક ઘણીજ મોટી ભુલ કરી તે એ હતી કે સાથે સાથે બીજા ધર્મોપર પણ ચર્ચા કરવી શરૂ કરી દીધી, કે જેથી પોતાના મીશનનો ફોર્સ વધે. ( જોશ વધે ). દાખલા તરિકે મુસલમાનોને કહી દીધું કે તેઓ મૂર્તિપૂજા પર કયા મોઢાથી ચર્ચા કરશે, કેમકે તેઓ પોતે પણ મૂર્તિપૂજા કરે છે, કબરો ઉપર જાય છે, કાબામાં પણ પત્થર મૂકી રાખ્યો છે. ઇસાઇ-ઓને કહી દીધું કે તમારા ઇસુ, વગર બાપે કેવી રિતે પેદા થયા! એતો કુદરતના કાનુનની વિરૂદ્ધ છે. વિગેરે, વિગેરે. ઠીક, સ્વામી મહા-રાજ તો પોતાનું મિશન પૂરૂં કરીને દુનીઆથી સિધાવી ગયા. હવે "પીર કરે થોડું ને મુજાવર કરે બહુ"ના જેવો દાખલો થઇ ગયો. તેમના ચેલા તેમનાથી ચાર ડગલાં તેમની આગળ ચાલવા લાગ્યા અને તેમણે આખી દુનીઆને માથે લીધી. કોઇ કહે છે કે સંસ્કૃત બધી ભાષાની મા છે. કોઇ કહે છે કે વેદમાંથીજ બધા હુન્નરો નિક-ળેલા છે. ત્રીજો કહે છે કે ફક્ત હિંદુસ્તાનથીજ આંખી દુનીઆ આ-બાદ થઇ છે અને અમે લોકોજ અહીંથી ગયા હતા. એક કહે છે કે

અમેજ ચક્રવર્તિ રાજા હતા, બાકી બધા અમારા ગુલામ છે. તેમના ગુરૂએ તો ઉંઘતાને જગાડવા અને બીન માહિતગારને જોશ અપાવ-વાની ખાતર મુસલમાનોના જુલમ અને સિતમની જોડી કાઢેલી વાતો સંભળાવી કે જેથી તેમનું લોહી જોશ મારે, અને તેઓ કામ કરવા લાગે, કેમકે મૂસલમાનો સીવાય સ્વામીજી કોને ચેલેંજ કરે? જો તે અંગ્રેજોની સામે એક શબ્દ પણ કહેત તો તેમના પણ એવાજ હાલ થાત જેવાકે આજકાલ તિલક મહારાજના થાય છે. તેથી તેમણે વિચાર કર્યો કે લાવો મરેલાઓનેજ મારીએ, મુસલમાનો તો એમ પણ મરેલા જેવા થઈ રહ્યા હતા, તેથી તેમનોજ મૂકાબલો કર્યો, અને કહી દીધું કે મુસલ-માનોએ તમારી ઉપર જુલમ કીધો છે, અને તેમણે તમને એમ માર્યા, અને તમારી સ્ત્રીઓની આવી રીતે આબરૂ લીધી, તમને આમ ધર્મ-થી વિધર્મી કરી દીધા, અને તમારૂં નામ હિંદુ એટલે ચોર રાખી દીધું, વિગેરે વિગેરે. હવે તેમના ચેલાઓએ બધાં કામ પડતાં મૂકીને મુસલમાનોનીજ ખોદણી કરવી શરૂ કરી દીધી. જ્યાં જુઓ ત્યાં તેમનાજ વિરૂદ્ધ ચોપડીઓ છપાય છે અને તેમનાં જુલમનાં ગીતો ગાવામાં આવે છે. જેનો સાર એજ આવ્યો કે હિંદુસ્તાનનું દરેક બચ્ચું પણ મુસલમાનોને પોતાના જુના દુશ્મનો તરિકે માનવા લાગી ગયું. મુસલમાનો પોતેજ એક સાધુના જેવી સમાધીમાં પડયા હતા, તેમને શું ખબર કે તેમની વિરૂદ્ધ શું થઇ રહ્યું છે! જે થોડા ઘણા સમજદાર હતા તેઓ સાંભળી સાંભળીને રહી જતા અને દમ પણ ન મારતા. આખરે તેઓ પૂરા વિસ વરસ સુધી આવા બનાવો જોતા રહ્યા. આ અરસામાં ખુદાની મહેરબાનીથી તેમનામાં પણ એક એવો માણસ પેદા થયો, જેને ભવિષ્યની મૂસીબતો જણાઈ આવી, અને તેથી તેણે સૌથી પહેલાં તેઓમાં કેળવણીનો પ્રચાર કરવા માંડયો.

તેણે એમ વિચાર કર્યો કે આંધળાને રસ્તો બતાવવા કરતાં જો તેની આંખોનેજ સારી કરી દેવામાં આવે તો તે વધારે સારી વાત છે. અને તેથી તે કોઇ પણ વાદવિવાદમાં ઉતર્યો પણ નહિ અને કોઇને ખોટું ખરૂં કહ્યું પણ નહિ, પરંતુ કોઇથી બદલો લેવાનો ઇરાદો માત્ર પણ કર્યો નહિ. તે સમજી ગયો કે નિરબળ માણસનેજ વધારે બીમારી થાય છે. મુસલમાનોની કમજોરીનો દરેક માણસ લાભ લે છે, તેથી જો તેમનામાં કેળવણીનો પ્રચાર થાય તોજ સારૂં છે. જ્યારે તેઓ સંપુર્ણ રિતે કેળવણી લઇ લેશે અને સારૂં નરસું સમજતા થશે, તો તેઓ બધું બંધ કરી શકશે, અથવા તો વિરોધીઓ પોતાની સામે સારી જોડ જોઇને પોતેજ છાના રહી જશે નહિતો, એક એકની દસ દસ સાંભળશે, અને એમજ થઇ રહ્યું છે. જો કે હાલ મુસલમાનો પોતાના મિત્રોથી ઘણાજ પછાત છે, તોપણ તેમનામાં એવા સ્પીરીટના લોકો પેદા થવા લાગ્યા છે, જે ફક્ત વિરોધીઓના હુમલા રોકતાંજ જાણે છે એટલુંજ નહિ પણ જવાબમાં કેવી રીતે હુમલો કરવો તેપણ તેમને આવડે છે.

હલીમાખાનમ—બસ, બસ, સાહેબ, હવે વધારે કહેવાની જરૂર નથી. હવે સાફ જાહેર થઇ ચુક્યું કે આ બધા ઢોંગ સોંગ ક્યાંથી પેદા થયા અને આ રકજકનું કારણ શું છે. આ રકજકનું પરિણામ દેશના હિતમાં સારૂં થશે નહિ.

કાબીલ—હા, છે તો એમજ, પણ તેમાં ખુદાની કંઇપણ હીકમત હશે. નહિતો તેઓ આ ગાઢી નીંદ્રામાંથી ઉઠતજ કેમ? દોસ્તોના જુલમો અને મેંણાં ટોણાં અમારે માટે ઘણાજ ફાયદેકારક સાબીત થઇ રહ્યાં છે. તેઓ જેમ જેમ અમારાં દીલ દુઃખાવે છે તેમ તેમ અમે

લોકો ભડકી ભડકીને અમારી કમજોરીઓ દૂર કરતા જઇએ છીએ, તેથીજ અમારે અમારા વિરોધીઓનો અહેસાન માનવો જોઇએ.

હલીમાખાનમ—ઠીક હવે હું કાલે આવીશ. ( જાય છે ).

## પ્રકરણ ૧૯ મું.

### વાદવિવાદનો બારમો દિવસ.

### પોલીટીકલ મામલો.

હલીમાખાનમ—આર્યો કહે છે કે અમે લોકો તો એમ ચાહીએ છીએ કે હિંદુસ્તાનની બધી કોમોમાં સંપ થઇ જાય, પણ મુસલમાનોજ આડે આવે છે. તેઓ કહે છે કે અમે બધાના ફાયદાને માટે કોન્ગ્રેસ બુનાવી, પણ તેઓ તેમાં સામેલ પણ ંથયા નહિં. અમે આખા દેશમાં એકજ ભાષા બનાવવા ચાહી તેમાં પણ તેઓ અમારી સાથે ભળ્યા નહિં. અમે દેશના હિતની ખાતર બંગાળાના ભાગલાની સામે પ્રોટેસ્ટ ઉઠાવ્યો તો તેમાં તેઓએ ટેકોજ ન આપ્યો. અને જ્યારે અમે એ કહ્યું, કે નવી સ્કીમની માફક કૌન્સીલોમાં કોમના અને ધર્મના ભેદ વગર, એમ હોત કે આખું હિંદુસ્તાન એકજ કોમ આલેખવામાં આવે, પણ તેમાં આ સાહેબોએ એવી તો ધમચકડ મચાવી દીધી કે આખરે મુસલમાનોને જુદાજ કરીને રહ્યા. સ્વાભાવીક રીતે મુસલમાનોની આવી વર્તણુંક તો અક્કલ વગરની ગણાય છે. અને સાંભળનાર સમજી જાય છે કે મુસલમાનો જાણીબુજીનેજ કુસંપ પેદા કરે છે, પણ હું તો આની બાબત આપથી કંઈ સાંભળવા માગું છું.

કાબીલ—હા, બરાબર છે, બીન માહીતગારતો મુસલમાનોનીજ નાલાયકીને ધિક્કારશે, પણ જે આવી બાબતોથી માહીતગાર છે તે તો મુસલમાનોના ભવિષ્યની લાંબી નજર ઉપર તેમને શાબાશી આપ્યા વગર રહેશે નહિં, કેમકે મુસલમાનોમાં આત્મઘાતની સખ્ત મનાઇ છે. જો કદી સંપનો એવો અર્થ થતો હોય કે, પોતાની હસ્તીને બરબાદ કરી નાખો, તો આવા સંપથી કે જેનાથી મુસલમાનોને પોતાનો ધર્મ અને પોતાની હસ્તિને નુકસાન પહોંચતું હોય તો એવા સંપથી તેઓ જરૂર દૂરજ રહેશે.

મુખ્યત્વે કરીને એવું કહેવામાં આવે છે કે મુસલમાનો અમારી સાથે ભળતા નથી, પણ તેમને અત્યાર સુધી કોઇએ એમ પૂછ્યું નથી કે તમે અમારી સાથે કેમ ભળતા નથી! હવે વિગતવાર બયાન સાંભળો: મુસલમાનો કોન્ગ્રેસથી એટલા માટે જુદા રહ્યા કે, ખાસ રાજ્યની સામે કામ કરનારી હતી અને તેની નેમ બળવો કરવાની હતી અને ખરૂં પૂછો તો તેમની તે ભવિષ્ય વાણી ખરી પડી. આજકાલની કોન્ગ્રેસનો શું હાલ થયો છે! જો મુસલમાનો તેમાં સામેલ થઈ જાત તો આજે તેમનું ક્યાંય ઠેકાણું ન લાગત, કેમકે બળવાના વખતમાં અંગ્રેજોને એવું ભંભેરવામાં આવ્યું હતું કે મુસલમાન કોમ બ્રીટીશ ગવર્નમેન્ટની વિરૂદ્ધ છે. મુસલમાનોના કહેવાતા દોસ્તોની એવી મતલબ હતી કે આખા દેશમાં હિંદી અને નાગરી અક્ષરોજ ફેલાઇ જાય, અને સંસ્કૃત ભાષા ચઢતી થઈ જાય. આ વાત બીલકુલ એકતરફી અને ધાર્મિક હતી. દેશનો નફો અને નુકસાન કશું જોવામાં આવ્યું નહોતું, અને ખરૂં પૂછો તો એમ કરવાથી તેઓ મુસલમાનોના લીટરેચરને નુકસાન પહોંચાડતા હતા. આજ સુધી કોઇએ એમ સાબીત કરી નથી આપ્યું કે ઉરદુ કરતાં નાગરી લખાણ કઇ વાતમાં સારૂં

છે! અત્યાર સુધી આ બાબત જેટલું કહેવામાં આવ્યું છે, તેનો બધાનો સારી રીતે જવાબ પણ વાળવામાં આવ્યો છે, પછી ઉરદુ કે જે આખા હિંદુસ્તાનની ભાષા છે દેશનો કારભાર પણ આ ભાષામાં સારી પેઠે ચાલી રહ્યો છે, દેશના દરેક ભાગમાં સમજવામાં આવે છે, બીજી કોમવાળા પણ આ ભાષામાં મુસલમાનોના જેટલીજ સંપુર્ણતા ધરાવે છે, અને તેથીજ હીંદુસ્તાન માટે સર્વોત્કૃષ્ટ છે. પણ તેને ખાસ એટલાજ માટે મૂકી દેવામાં આવે છે કે તે મુસલમાનોની નીશાની છે અને તેના બદલે મુસલમાનોને નવેસરથી ક, ખ, ગ, ઘ, શીખવાનું કહેવામાં આવે છે. આ કેવો સારો સંપ કહેવાય ?

હવે બંગાળાના ભાગલા વિશે સાંભળો. બંગાળાના ભાગલાથી મુખ્યત્વે કરીને ફાયદો પહોંચ્યો છે. પૂર્વ બંગાળા બધો મુસલમાનોથીજ ભરેલો છે, પણ કેળવણીમાં પછાત હોવાને લીધે બીજા ધર્મના બંગાળીઓના પગ તળે ખુંદાતા હતા. તેમના જુલમી પંજામાંથી છૂટકારો મળવો અશક્ય માલુમ પડતો હતો, પણ હવે એ જીલ્લો બીલકુલ જુદો થઈ જવાથી તેઓ પોતેજ રહેશે, અને ગવર્નમેન્ટ તેમનો પૈસો તેમનાજ સારા માટે ખરચ્ચ કરશે, અને તેથી થોડીજ મુદતમાં તેમની હાલત સારી થઇ જશે. આ બાબતમાંજ મુસલમાનોને આ બંગાળાના ભાગલાના માતમમાં સામેલ થવાને કહેવામાં આવે છે. જોવાની તો ખુબી એ છે કે આ વાતને તેઓ દેશના ભલાને વાસ્તે છે એમ બતાવે છે પણ ખરી રીતે જોતાં દેશને બદલે પોતાનુંજ ભલું થાય છે.

જ્યારે મુસલમાનોએ આવી વાતો પોતાની નજરે જોઈ, અને આખરે જ્યારે તેમને ખાસ ભરૂસો થઇ ગયો, કે આ ગ્રહસ્થો અમને

ઇન્ડીયન નેશનમાં નથી ગણાતા, અને અમને પોતાનામાં ભળી જવા અથવા દેશ છોડી ચાલ્યા જવાનું ઇચ્છે છે. આવી બાબતો હોવા છતાં પણ તેઓ અમારે વાસ્તે દેશની સામે પ્લેટફોર્મ ઉપર ચઢીને અમારા ફાયદા માટે કામ કરે એવી ઈચ્છા રાખવી એ દેખીતી રીતેજ મૂર્ખાઈ ભર્યું છે. તેથી મુસલમાનોને લાચારીએ ગવર્નમેન્ટની પાસેથીજ પોતાના હકો માગવા પડયા, અને તે હકો મળ્યા પણ ખરા. મુસલમાનો બીજાઓથી સંખ્યામાં ઓછા છે, દ્રવ્યમાં પછાત છે, કેળવણીમાં પછાત છે અને વેપારમાં પણ પછાત છે, પછી તેઓ જુદા રહીને શું ફાયદો ઉઠાવવાના હતા! પણ જયારે તેમણે જોયું કે "આખું જાય છે," તો ચાલો જેટલું મળે તેટલું તો લઈ લઇએ, કેમકે મરવા કરતાં બિમાર રહેવું સારૂં છે. દેશનું ભલું ઇચ્છનારાઓની ફરજ હતી કે જો મુસલમાનો આ વાતમાં ભૂલ કરી રહ્યા હતા, તો પોતે ઠંડા દીલથી તેમની વાત સાંભળત અને તેમને દિલાસો આપત, અને તેમના બધા શકો દૂર કરત, તો પછી શું મુસલમાનોને કુતરૂં કરડયું હતું કે નકામા પોતે તેમનાથી જુદા રહે? પણ તેમના દિલમાં તો ચોરી હતી, તેથી તેઓ આ વાત કેમ કાઢે? તેઓ તો સમજી બેઠેલા હતા કે જો આ લોકો આપણા દમમાં આવી જાય તો સારૂં. જો ગોળથી મરેતો તેને ઝેર શા માટે આપવું? બીજું સાંભળો, મુસલમાનો લોર્ડ સાહેબની હજુરમાં પોતાના હકો માગવા માટે ગયા, તો ચોતરફથી લાનત મલામતની ફીટકાર થવા લાગી, કોઈ કહે છે કે ખુશામતીઆ છે, તો કોઇ કહે છે કે સ્વાર્થી છે, એમ કોઈ કંઇ તો કોઇ કંઇ કહેવા લાગ્યા. ત્યારબાદ થોડાજ દિવસ પછી હીંદુ ડેપ્યુટેશન ગયું, આર્ય સમાજનું ડેપ્યુટેશન ગયું, અને પછીથી સીખ ડેપ્યુટેશન પણ ગયું તોપણ હવે કોઇ કાન પણ હલાવતું નથી અથવા કોઇ ખુશામતીયા કે સ્વાર્થી પણ કહેતું નથી!

જ્યારે મુસલમાનોએ કહ્યું કે અમે મોહોમેડન યુનીવર્સીટી બનાવવા માગીએ છીએ, ત્યારે ચારે તરફથી તેમની મશ્કરી થવા લાગી, પણ આજે હીંદુ યુનીવર્સીટી તૈયાર થઇ રહી છે, ત્યાં કોઇ ચું કે ચાં નથી કરતું. હવે કહોકે સંપનો અર્થ આવોજ થાય છે? ધારો કે જો કોઇ કાલે ઉઠીને એમ કહે કે અમે તો દેશને સ્વતંત્ર બનાવવા માટે બોમ્બની સ્કુલ બનાવીએ છીએ, પણ મૂર્ખ મુસલમાનો અમારામાં મળતા નથી, તો શું તેમના એમ કહેવાથી મુસલમાનો તેઓમાં મળી જશે? સારાંશ એજ કે દિવસે દિવસે દુનીઆ સુધરતી જાય છે, અને દરેક કોમ પોતાનો નફો અને નુકસાન સમજવા લાગી છે. હવે મુસલમાનો પણ એવા નરમ કોળીઆ જેવા નથી કે એકદમ ગળી જવામાં આવે. હવે તો જો કોઇ પણ માણસ દેશમાં સાચો સંપ ફેલાવવા ચાહે છે, તો બન્ને પક્ષના માણસોને ભેગા કરે, અને દરેક પોતપોતાની મૂશ્કેલીઓ જાહેર કરે, અને એકબીજાથી તે મૂશ્કેલીઓ ઓછી કરવા, મદદ આપવા અપાવવાનું વચન લે, અને બરાબર તેને અમલમાં મૂકે, નહીતો લેકચરોમાં સંપ સંપ કરીને બૂમો મારવાથી કંઇ વળવાનું નથી અને સંપ પણ થવાનો નથી.

હલીમાખાનમ—ખુદા આપની જીંદગી લંબાવે. સાચું પુછો તો આપેતો મારી આંખોજ ઉઘાડી દીધી અને મને મરતાં મરતાં બચાવી લીધી છે. એમાં તો જરાએ શક નથી કે મારા સંબંધમાં આપ, મસીહા ( હ. ઇસા. અ ) ની માફકજ મને રસ્તો બતાવવાજ અહીયાં મોકલવામાં આવ્યા છો. હવે હું આપને કહી આપુંછું કે, સેંકડો મુસીબતોમાં પણ પડી જાઉં તોપણ કદી કોઇના ફંદા (જાળ) માં આવવાની નથી. બધી મુસીબતો વેઠવાને હવે હું તૈયારજ છું. આજે યુદ્ધ પુરૂં થયું છે અને વિજયનો વાવટો આ-

પને માથે ફરફર્યો છે. કહેવાની મતલબ કે આ જેહાદના આપ ગાઝી છો પણ હવે મેહેરબાની કરીને મને એવી ચોપડીઓનાં નામ બતાવો કે જેના વાંચવાથી હું ફક્ત ઇસ્લામના દરેક કામની ફીલોસોફીજ સમજી શકું, એટલુંજ નહી પણ જરૂરતને વખતે એ લોકોથી વાદ-વિવાદ પણ કરી શકું. ખુદાએ પાકથી એવી દુવા માંગું છું કે, ખુદા મારી તૌબાહ કબુલ કરે અને મારા આત્માને એવું જોર આપે કે હું મારા ધર્મના કામમાં ફાયદાકારક સાબીત થાઉં.

કાબીલ—આમીન ( અસ્તુ ). મને પણ અત્યારે એવી ખુશી થઇ છે કે જેવી ખુશી અધમ પાશાને ઇરાન ફત્તેહ કર્યાથી પણ થઇ ન હશે ! એમણે તો સાત દિવસની લઢાઇ પછી ફત્તેહ મેળવી હતી, પણ મનેતો બરાબર બાર દિવસ લાગ્યા. હું પણ ખુદાપાકથી દુવા કરૂં છું કે આપના હાથોથી એવાં એવાં સારાં કામો કરાવે કે, ભુતકાળની જે જે ગુમરાહીઓ આપનામાં હજી પણ ભરેલી હોય તે બધી દૂર થઇ જાય, અને તૌબાહનો સવાલ બરાબર પૂરો થાય ! ઠીક, હવે હું આપને સલાહ આપું છું કે રાંદેરવાળા મૌલવી ગુલામ મોહંમદ સાહેબનાં તોહ ફતુલહીંદ, રદ્દે આર્યા, રદ્દે હીંદુ, સત્યપ્રકાશનું ખંડન, તેમજ માંગરોલના ગાદીપતી પીર મોટામીયાં સાહેબની લખેલ રસુલે અરબી, ટ્રેજેડી ઓફ મહોરમ, શું સ્વરાજયને કુરબાની વગર ચાલશે કે? વીગેરે વીગેરે ગુજરાતી પુસ્તકો કે જેનો જથો પોલિટિકલ ભોમીઓ ઓફીસમાં અમદાવાદ મુકામે મળે છે તે અને પ્રોફેસર આરનોલ્ડની પ્રીચીન્ગ ઓફ ઇસ્લામ, મૌલવી નજીર એહમદની બધી ચોપડીઓ, સર સૈયદ અને મૌલાના શીબલીની પણ બધી ચોપડીઓ, મૌલાના હાલીની "હયાતે જાવેદ" અને બીજાં ગદ્યો અને પદ્યો, અઝીઝી પ્રેસ આ-

આનાં બધાં ટ્રેકટ, અને ચોપાનીયાંનો અભ્યાસ કરતાં રહેજો, પછી થોડા દિવસ પછી જોઇશ કે કયા મહાશય અથવા શ્રીમતી આપથી વાત પણ કરી શકે છે ?

હલીમાખાનમ— ઠીક, ખુદા હાફીજ, તકલીફ માફ કરજોજી. હું અશુદ્ધ હતી, પણ સાચું પૂછો તો હવેજ શુદ્ધ થઇ કહેવાઉં. પણ હમણાં આ બધી વાતો છાની રાખવા અરજ છે.

( હલીમાખાનમ ચાલી ગઇ, અને તેમની સાથે તેમના પિતાશ્રી પણ રાજી થઇ ઘેર ગયા.

## પ્રકરણ ૨૦ મું.



## વિચિત્ર પ્રહાર.

ગત અંકના મામલાને બે મહીના ઉપર થઇ ગયા. આ વખત દરમીઆન કંઇ નવી વાત થઇ નહી. ડૉકટર હલીમાખાનમ એક બે વખત મીસ્ટર કાબીલથી મળ્યાં હતાં, પણ તે બન્નેમાં કાંઇ જાણવા લાયક વાતચીત થઇ નહોતી. મીસ્ટર કાબીલે પોતેજ વાત કાઢવાના ઇરાદાથી પૂછ્યું પણ હતું કે આજકાલ શા હાલ છે ? પણ હલીમાખાનમથી ફકત એવોજ જવાબ મળ્યો હતો કે મેં અલીગઢ બુક ડીપો અને પોલીટીકલ ભોમીઓની ઓફીસમાંથી કીતાબો મંગાવી છે, અને તે વાંચવામાં આજકાલ ગુંથાઇ રહું છું. એક દિવસ ટપાલ મારફત એક છાપેલો પોસ્ટ કાર્ડ તે મને મળ્યો, જેને વાંચતાંજ તે વિચારના દરિયામાં ડૂબી ગયા. કાર્ડનું લખાણ નીચે મુજબ હતું.

મહેરબાન સાહેબ કાલ સાંજે પાંચ વાગે અમારા સમાજમાં એક ગ્નાનવંતી સ્ત્રીની (જે પોતાના જુઠા ધર્મને છોડી વેદક ધર્મને શર્ણે આવવા અને અસત્યનો ત્યાગ કરી સત્યને ગ્રહણ કરવા માગે છે) શુદ્ધિની ક્રિયા થવાની છે, જેથી આપ જેવા સત્ય અને સજ્જન પુરૂષોથી આશા છે કે આ જલસામાં ભાગ લઇ અમો લોકોને એહ-શાનમંદ કરશો અને સમાજ મંદિરને શોભાવશો.

ભવાનીસીંગ મંત્રી આર્ય સમાજ ધરમપુર.

કાબીલ હેરતમાંજ રહી ગયા કે અલ્લાહ જાણે શું મામલો છે! કઇ સ્ત્રીને આ લોકો શુદ્ધ કરવા ચાહે છે, પણ તેમાં મને બોલાવ-વાનું પ્રયોજન શું? ગમે તે હોય પણ દાળમાં કંઇ કાળું છે, એમ તો નહી હોય કે ડાકટરને ફરી કંઇ ફોસલાવવામાં આવી હોય! એમાં અજબ શું છે, ગમે તેમ પણ આખરે સ્ત્રી જાત છે, પણ નહિ તે દ્દઢ ઇરાદે અહીંથી ગઈ હતી. પણ દીલ બદલતાં શી વાર લાગે છે! માણુસનો શેતાન માણુસજ છે. પછી આમ કરવામાં એનો કાંઇ જુદોજ વિચાર હોય! અને ધર્મનું તો તેનું એક બહાનુંજ હોય. ઘણા એવા પણ હોય છે જે ધર્મની આડમાં પોતાની વિષય વાસના પૂરી કરવાને ધર્મ બદલવા તૈયાર થઇ જાય છે. નહિતો તેઓને ધર્મ-બર્મથી કાંઇ લાગતુ વળગતું નથી. ખેર, ગમે તેમ હોય પણ મારે તેનો પત્તો જરૂર મેળવવો જોઇએ, કે શું મામલો છે! મીસ્ટર કાબીલે હલીમાખાનમ ઉપર તરતજ એક કાગળ લખ્યો, જે નીચે પ્રમાણે હતોઃ—

મહેરબાન ડાકતર સાહેબ—મને આપના ધરમપૂરના આર્ય સમાજે કાલ માટે આમંત્રણ કર્યું છે. તેઓ લખે છે કે કોઇ સ્ત્રીને શુદ્ધ બનાવવી છે તો આ શું મામલો છે, આપને માલુમ છે કે, આ

સ્ત્રી કોણ છે, કયા ધર્મની છે અને વળી તેમાં મને શા કારણે બોલાવ્યો છે તે લખી જણાવશોજી. આપનો ખેર અંદેશ
કાબીલ.

ત્યાંથી માણસ જે જવાબ લાવ્યો તે નીચે પ્રમાણે હતોઃ—

મારા મહેરબાન મીસ્ટર કાબીલ, આપને આ સાંભળીને દુઃખ થશે કે આપની મહેનત બરબાદ ગઇ, અને એ* બદકીસ્મત હુંજ છું, જેને કાલે તે લોકો શુદ્ધ કરશે. ઇસ્લામની સચ્ચાઇને સાબીત કરી આપવામાં આપે કાંઈ મણા રાખી નથી. આપેતો એવી ફરજ બજાવી હતી કે જે ફરજ દરેક ધર્મના મહાત્માઓ બજાવે છે, પણ ઓચીંતી મારા મનમાં એવીજ વાત પેઠી કે આપ અથવા સર સૈયદ એહમદ જેવા પણ ઇસ્લામી મઝહબ માટે જે વાતો કહો છો તેતો માત્ર ચોપડીઓ અને કાગળો પરજ ચીતરેલી છે. પણ મુસલમાનોની કારરવાઇઓથી તો કંઈ બીજીજ અસર થાય છે, પછી એવી સોસાએટીમાં મારો કેવી રીતે ગુજર થશે! અને હું અહીંની કે ત્યાંની રહીશ નહી. આ લોકો મારી જાનના કટ્ટા શત્રુ થઈ જશે, અને ત્યાં આપના લોકો ( આપના ધર્મના ) મને કાફરનો ઇલકાબ આપવા તૈયાર થશે. આથી તો એજ સારૂં છે કે હું એકજ રસ્તો પકડી લઉં. થોડાજ દિવસ ઉંધીચતી વાતો સાંભળવી પડશે અને પછી ગઈ ગુજરી થશે. અહીંયાં તો બૂરી ભલી વાતો કરનાર પણ કોઇ નથી. ફક્ત આપને અથવા મારા પિતાશ્રીને અફસોસ થશે. બાકી બીજા તો સાંભળીને ખુશી થશે કે સારૂં થયું કે એક કાફર સ્ત્રી અમારામાંથી નીકળી ગઇ. આપ જેનો કલમો પઢો છો તેના સોગંદ આપી કહુંછું કે જરૂર આવજો, મજા તો જોશો. હા, ગુસ્સો તો ઘણો આવશે, પણ આપ જેવા શાણા પુરૂષો રોષને કેમ દબાવવો તે સારી

રીતે જાણે છે, અને આવા ઘણાએ દાખલા જોયા હશે. કાલનો જલસો ઘણોજ સારો થવાનો છે, અને જો આપ એમાં આવશો તો કંઈ પણ અનુભવ ગ્રહણ કરશો. કાનપૂર અને અલ્હાબાદ સુધીના સમાજી લોકોને નોતર્યા છે, અને ભજન પણ થવાનાં છે, લેકચર પણ થશે. હું! અરે હું કોણ? આપની હલીમાખાનમ સ્નાન કરશે અને ભગવા રંગની સાડી પહેરીને સ્ટેજપર આવી ધર્મ બદલવાનું કારણ કહી સંભળાવશે. વેદના થોડાક શ્લોક ભણવામાં આવશે, અને પોતે પણ ભણશે, અને આપથી હંમેશને વાસ્તે વિખૂટી પડશે. તે વખતે વાજાં વાગશે, મીઠાઈ વેહેંચવામાં આવશે, અને પરધર્મીઓને તો બમણો હીસ્સો આપવામાં આવશે, જેમ આપનામાં મૌલુદ શરિફમાં થાય છે. હું એમ આશા રાખું છું કે આપના કેટલાક દોસ્તો પણ આવવા ખુશી થઇ જશે, પણ બધાને નોતરવામાં આવ્યા નથી. ફક્ત ગણ્યાગાંઠ્યાનેજ નોતર્યા છે, અને બીજાઓને આવવાની પરવાનગી પણ નથી. જો કે કેટલાક કારણોએ હું આપથી વિખુટી પડવા માટે દીલગીર છું પણ એટલું તો હું કહીશ કે, આપે જેટલી મારા સારાને માટે મહેનત કરી છે, તેને માટે હું આપની એહશાનમંદ છું, અને અત્યારે એક મુસલમાન સ્ત્રી તરીકે ખુદાથી દૂઆ કરૂં છું કે મુસલમાનોમાં એવો ભાવ પેદા થાય કે તેઓ પણ આપ જેવા ખંતીલા અને ખુદા તરસ થાય, અને આપ જેવો ભરથાર દરેક અબળાને પ્રાપ્ત થાય. ઠીક, હવે રજા લઉંછું, જરૂર આવજો, અને સ્ટેજની સામેની ખુરશીપર જગ્યા લેજો, કે જેથી મારૂં ઇસ્લામ છોડવાનું લેક્ચર આપ બીલકુલ અક્ષરે અક્ષર સાંભળી શકો. કદાચ આપને પણ અસર થઇ જાય અને ખુશરૂની માફક બોલી ઉઠો કેઃ—"કાફેરે ઇસ્કમ મુસલમાની મરા દરકાર નેસ્ત"

તેવીજ રીતે કદાચ આપ સ્ટેજપર આવી જાઓ, અને પછી આપ મારા અને હું આપની થઇ જાઉં!  સેવક

હલીમાખાનમ

આ કાગળ વાંચવાથી કાબીલ સાહેબની આંખોમાં દુનિયા એક અંધારાની માફક જણાઇ ગઇ, અને કંઇ પણ સુજ● પડી નહિ, અથવા શું કરવું તેની સમજ પણ પડી નહી. હવે પોતાનું માથું પકડી વિચારમાં ગુંથાયો કે આ શું? તે વખતે તો તે પુરો ભરૂસો આપી ગઈ હતી, પણ ખરે વખતે દગો દીધો. હવે શું થઇ શકે છે! શેતાને તેને પોતાના ઝાલીમ દસ્તોમાં પકડી તે પકડી, પછી છૂટવા દીધી નહી. વાહરે શેતાન! તારી પણ બલીહારી છે. ખેર! જે થવાનું હશે તેતો થશેજ, પણ મારે જલસામાં તો જવુંજ જોઇએ. ખુદા કરેને મારી આંખોની શરમથી તેનું મન ફરી જાય. પણ અરે! તેનો ભરૂસો શો! તેતો એક દિવાનાની માફક વાતો કરે છે. પોતાના કાગળમાં એક ઠેકાણે તો ભર સભા વચ્ચે મારૂં નાક કાપવા ચાહે છે, અને પાછી તેને તેજ કાગળમાં બીજી જગ્યાએ મારી સાથે પ્યારમાં ગુંથાવા માગે છે! પણ મને તો આ પ્યારનો જરા વિચાર સુદ્ધાંત પણ નથી. ખુદા જાણે કે આમાં શો ભેદ સમાએલો છે! પણ ખેર! જે થવાનું હશે તે તો થશેજ અને હું પણ કાલે જરૂર જઈશ, અને નશિબમાં શું છે તે બરાબર જોઇશ.

ફીકરમાં ને ફીકરમાં મીસ્ટર કાબીલને આખી રાત જાગતાંજ વિતી ગઇ અને પહો ફાટયો. નિદ્રામાંથી એકદમ ચમકયો અને વિચાર કરવા લાગ્યો કે આજને દીવસ શું શું થશે તે જોવા માટે તૈયાર અને મજબુત થવું જોઇએ. તે ઉઠયો તે વખતે પાસેની મસીદમાં બાંગી પ્યારી અરબી ભાષામાં અજાન પઢતો હતો, તેથી તે ત્યાંજ ઉભો રહી

તેને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. પણ જ્યારે બાંગીએ " **અસ્સલાતો ખયરૂમમીનનોમ** " કહ્યું તે વખતે તે પોતાના જીવનો ઉમળકો દબાવી શકયો નહી અને કહ્યું કે " ખુદા તો સાફ શબ્દોમાં ફરમાવે છે કે **" ઉંઘવા કરતાં ખુદાની બંદગી કરવી વધારે સારી છે."** પણ અફસોસ કાફરોને જરાપણ આની કદરજ નથી. અરે! કાફરો તો શું! પણ અમારાજ ઘણાખરા કહેવાતા મુસલમાનોને કદર નથી કે એ વાકયમાં શું ભેદ સમાયલો છે! કોમ, કોમ તું શા માટે દિવસે દિવસે પસ્તીમાંજ ઉંડી ઉતરતી જાય છે! જો! તારી તરફ જોઇને આખો જમાનો હસે છે! અરે! હવે તો હદ થઇ ગઇ કે દુનીઆમાં નહી સાંભળેલી વાત પણ સાંભળવી પડે છે. અને નજરે પણ જોવું પડશે કેઃ—એક ભણેલી મુસલમાન અબળા આર્યસમાજી થાય છે. આનું કારણ? માબાપોની બેદરકારી! પહેલાં તો તેઓએ પોતાના બાળકોને નાનપણથીજ છોકરાંના દીલપર ઇસ્લામની ખુબીની છાપ બેસાડવી કે જેથી મોટી ઉમરે તેમના દીલમાં બીજી અસર થઇ શકે નહિ. જો હલીમાખાનમને તેના બાપે પહેલાંથીજ દીની ઇલમ થોડુંક શિખવ્યું હોત તો આજે તેને આટલું બધું જોવાની તક આવતજ નહિ, અને પાક ઇસલામ મઝહબની આવી બેઇજ્જતી થાત નહિ. આખરે આવાજ વિચારમાં તે મસજીદમાં પહોંચ્યો અને નમાજ પઢી, ખુદાથી દૂઆ કીધી કે તે હલીમાખાનમને ખોટે રસ્તે જતાં અટકાવે. પછી પોતે પોતાના ધંધામાં લાગી ગયો.

જલસાની ખબર ઘણી દૂર દૂર ફેલાઈ ગઇ હતી, અને તેથી તેમાં ભાગ લેવા માટે ઘણા દૂર દૂરના માણસો રેલ્વે મારફતે આવવા લાગ્યા અને જ્યાં જુઓ ત્યાં આજ વાતની ચર્ચા થતી હતી, અને એકબીજાને મુબારકબાદી અપાતી હતી. સાંજે ચારવાગે કાબીલ સમાજ-

મંદીરમાં પહોંચ્યો. મંદીર ઘણાજ ભપકાથી શણગારવીમાં આવ્યું હતું અને ચારે બાજુએ કનાતોથી બંધ કરી લેવામાં આવ્યું હતું. દરવાજા ઉપર સ્ટેટ પોલીસનો પહેરો પણ હતો. મંદિરની આસપાસ વધારાની ફોજ દિવાન સાહેબના હુકમથી આવી ઉભી રહી હતી, કે જો કોઇપણ માણસ ટંટો ફીસાદ કરવા જાય તો તેને તેજ વખતે પરહેજ કરવામાં આવે. એક તરફ ઓટલા જેવો પ્લેટફોર્મ બનાવેલો હતો, અને તેની ઉપર લાલ બનાત પાથરેલી હતી, અને કેટલીક ખુરસીઓ પણ મુકેલી હતી, કે જેમાંની એક ઉપર જલસાના પ્રેસીડેન્ટ સાહેબ બીરાજમાન થવાના હતા. બીજી સેક્રેટરી સાહેબ માટે હતી, અને બાકીની ખુરશીઓ મોટા મોટા હોદ્દેદાર મેહમાનો માટે હતી. આ બધાની સામે બે હજાર માણસો વાસ્તે ખુરશીઓ ગોઠવેલી હતી. બીજી તરફ મોટા મોટા ટોપલાઓમાં ફુલોના હાર ભીનાં લુગડાઓમાં લપેટીને મુકવામાં આવ્યા હતા, કે જલસો પુરો થતાંજ આવેલા માણસોને પહેરાવી દેવામાં આવે. ત્રીજી તરફ મોટા મોટા થાળોમાં મીઠાઇ પડી હતી, જે પ્રસાદની માફક લોકોમાં વહેંચવાની હતી. મીસ્ટર કાબીલને ઘણીજ ખુશીથી અંદર લઇ ગયા, અને એવી જગ્યાએ બેસાડવામાં આવ્યા કે જે જગ્યા પ્લેટફૉર્મની પણ ઘણીજ પાસે હતી અને તેમનીજ જોડમાં આદીલખાન અને બીજા પણ મુસલમાનો બેઠેલા હતા. આદીલખાન બાપડો એક તરફ ચીમળાઇને બેઠેલો હતો, અને તેના ચેહરાથી એમ સાફ જણાઇ આવતું હતું કે તે હવે બધી વાતે નિરૂપાય થઇ ગયો છે. મીસ્ટર કાબીલ બેઠા કે તરતજ જલસાની કારરવાઇ શરૂ થઇ ગઇ. પ્રેસીડેન્ટ સાહેબ ઉભા થયા અને નીચે પ્રમાણે લેકચર શરૂ કર્યું:—

મહેરબાન સાહેબો,

આ દુનીઆના કાળચક્કે એક લાંબી મુદતથી ભાઇઓમાં દુશ્મની નાખી તેમને છૂટા કરી દીધા હતા. પણ હવે પાછું ચક્ર ર્ફ્યું છે, અને તેથી છૂટા પડેલાઓને પાછા મેળવી દેવા લાગ્યું છે. જો ઇશ્વરની આવીજ રીતે કૃપા રહેશે તો, અને વેદક ધર્મના સેવકો, આવાજ ખંતથી પોતાના પ્રયત્નમાં મંડયા રહેશે, તો શું અજબ છે કે ભારતના સંતાન પોતાની ખોહી દીધેલી દોલત ફરી મેળવી લેશે ! જેટલું નુકશાન ગઈ પાંચ અથવા છ સદીઓમાં ઉઠાવ્યું છે, તેને ચાલીસ વરસમાંજ પૂરૂં કરી લેશે. આશા તો એટલે સુધી છે કે પોતાની મુડી તો શું પણ તેના વ્યાજ અને ચક્રવર્ધી વ્યાજને પણ લઇ લેશે! વેદક ધર્મની સચ્ચાઇ ઘણીજ તેજીથી ફેલાતી જાય છે, અને તેથી આંધળાઓની આંખો પણ ઉઘડતી જાય છે. એમતો સમસ્ત દેશની સમાજો હંમેશ શુદ્ધીનો પ્રચાર કરતીજ રહે છે, અને સેંકડો મૌલવીઓ અને પાદરીઓ અમને ભેટી ગયા છે, પણ મારા ધારવા પ્રમાણે તો આજનો જલસો બધા જલસા કરતાં કંઈ વિચીત્ર તરેહનો થશે, કેમકે આના પહેલાં કોઈ વિદ્વાન અબળાએ એવી ખુલ્લી રીતે પોતાના પાપોનો પશ્ચાતાપ કર્યો નથી.

હું આપ લોકોને ખુશ ખબરી સંભળાવું છું કે, અહીંનાં લેડી ડાકટર હલીમાખાનમ સાહેબ આપની સમક્ષ આવી પોતાનો ધર્મ બદલવાનું કારણ કહી સંભળાવશે. તેની પછી હવન થશે, અને વેદ મંત્રથી તેને શુદ્ધ કરવામાં આવશે. મને આશા છે કે પરધર્મીઓ, અને ખાસ કરીને ઈસ્લામી સાહેબો જે આ જલસામાં હાજર છે તેઓ માઠું ન લગાડી ઉલટા ખુશી થશે કે, આનાથી પણ વધારે અમારામાં અને એમનામાં હેતભાવ વધે એવો નવો રસ્તો નીકળ્યો છે. કોઇપણ માણસને આ સમયે કોઇપણ જાતનો વાદવિવાદ કરવાની બંધી છે.

(તાલીઓ) એટલું કહી પ્રેસીડેન્ટ સાહેબે પોતાની જગ્યા લીધી. હલીમાખાનમ જે અત્યારે ભગવા રંગની સાડીમાં સજ્જ થએલી હતી તે આવતી નજરે પડી. તે વખતે સમાજના એક ખુણા તરફ, કે જ્યાં સમાજી દેવીઓ–સ્ત્રીઓ સારી સારી રેશમી સાડીઓ પહેરીને ઉઘાડે મોઢે બેઠેલી હતી. તેને વાસ્તે લોકોએ રસ્તો કરી આપ્યો, અને તેને જલસાની વચ્ચોવચ્ચ પ્લેટફોર્મ પર લાવી ઉભી કરી દેવામાં આવી, અને જ્યારે તેણે પોતાનું લેકચર કરવા કોશેશ કરી ત્યારે ચારે તરફથી તાલીઓ અને ખુશીના પોકારોથી આખું મંડળ ગાજી ઉઠયું, અને પ્રેસીડેન્ટ સાહેબે ઘણી મુશ્કેલીથી હાથના ઇશારાથી શાન્તી ફેલાવી. હલીમાખાનમે પોતે ઇસ્લામ કેમ છોડયો તે સંબંધી નીચે મુજબ લેકચર શરૂ કર્યું:—

મેહેરબાનો,

મને આ ભવ્ય જલસામાં એટલા માટે લાવીને ઉભી કરવામાં આવી છે, કે આપ બધાની સમક્ષ હું મારો ધર્મ બદલું. ( ચીઅર્સ ) વાતતો સારી છે. સ્વતંત્રતાનો જમાનો છે અને નીશપક્ષપાતી ગવર્નમેન્ટનું રાજ્ય છે, અને ધર્મ કે જેનો ફકત મન સાથેજ સંબંધ છે, તે કંઇ ફરજીયાત ટકી શકતો નથી, ઠીક ! જ્યારે મારા દીલમાં એવો વિચાર ઘર કરી લેશે કે વેદક ધર્મ દરેક રીતે ખરો અને સાચો છે, અને જે ધર્મમાં હું છું તેના કરતાં આ ધર્મ સારો છે, તો પછી મને તે ધર્મ ધારણ કરવામાં શું વાંધો હોવો જોઇએ ! ( ઘણાજ જોરથી ખુશીના અવાજ ) એ વાત પણ ન્યાયથી દૂર છે કે ફકત ઉપરનોજ ભપકો, અને ભડક જોઇ તેની ઉપર મોહીને, અને મનની સમાધાની વગર અને વગર પૂછે આંખો બંધ કરીને કુવામાં કુદી જવું ! હું આ જલસાને સારો વખત સમ-

જી ( કેમકે આમાં મોટા મોટા મહાશય અને ભણેલા માણસો છે ) આર્ય સમાજી ધર્મ સંબંધે જે મને થોડા શકો છે તેમને દૂર કરવા ચાહું છું, જેથી કરીને પાછળથી મને પસ્તાવું ન પડે. મને આશા છે કે કોઇ મહાશય આને ખોટું ન માને, પણ ઉલટા સ્વતંત્ર વિચાર અને આત્માને ચોકખો કરવાનું સમજશે. મારી નમૃતા પુર્વક અરજ છે કે આટલા મોટા જલસામાંથી કોઇ પણ મહાશય પુરૂષ મને મારા સવાલોના જવાબો આપતા જાય. મારા સવાલો આ છે:—

૧ વેદક ધર્મની રૂએ ઇશ્વર અનાદી, ( હંમેશને માટે ) આત્મા અનાદી, માદદોહ અનાદી, તરકીબ અનાદી છે, તો બધા શા માટે પ્રાચીન નથી? અને જ્યારે બધાનો નાશ છે તો તેના બધા અવયવોને શા માટે મરનાર ન સમજવા?

૨ જ્યારે આપ લોકો એમ કહો છો કે જેમ ખુદાને પેદા કરનાર કોઈ નથી તેમ આત્મા અને માદદાહને પણ પેદા કરનાર કોઈ નથી, તો પછી ખુદાને આત્મા અને માદદાહથી શ્રેષ્ટ કેમ ગણો છો?

૩ દરેક ચીજમાં એક જાત હોય છે, અને બાકી ગુણ રહેલા છે, તો મને મહેરબાની કરીને બતાવશો કે ઇશ્વરની જાત કઈ અને તેના ગુણો શું છે?

૪ આપનો પૂર્નજન્મ સાબીત કરી આપે છે કે આવાગમનનું ચક્કર કદી પણ પુરૂં થવાનું નથી. જો પુન કરશો તો સારો જન્મ પામશો પણ જો પાપ કરશો તો ખરાબ અવતાર લેવો પડશે. ત્યારે હવે કહો કે આમાં માણસને;શો ફાયદો થયો અને પરમેશ્વરની દયા પણ શું થઇ?

૫ આપ માનો છો કે દુનીઆ એક દિવસ જરૂર નાશ પામશે ! તો મને મહેરબાની કરીને બતાવો કે દુનીઆ ક્યારે નાશ પામશે? જ્યારે બધા માણસો સારા થઇ જશે ત્યારે અથવા આનાથી પહેલાં ? જો બધા માણસો સારા થવા પછીજ નાશ થવાનો હોય તો, તેનું નામ તો મૂકતી છે. હવે જમારે મૂકતી પછી બીજી દુનીઆ ફરી વસશે તો વેદ ઉતારવાને વાસ્તે ચાર રૂષિઓનું મંડળ કેવી રીતે સ્થપાશે ? કેમકે ત્યાં તો બધા સરખાજ છે, અને જો એમ થાય તો ઇશ્વર એક જુલમગાર ઠરે છે.

૬ વેદનો આ દુનીઆમાં પ્રચાર કરવા માટે એક માણસ બસ હતો, ત્યારે ચાર માણસોની જુદી જુદી કેમ અગત્ય પડી ?

૭ દુનીઆનો મોટો ભાગ હમણાં એવી સ્થિતીમાં છે કે વેદનો અવાજ તેમના કર્ણ સુધી પણ પહોંચ્યો નથી, અને વળી તેમાંના કોઇ પણ માણસ પાસે ચમત્કારીક રીતે ઉતર્યું પણ નથી. હવે બાપડા તે લોકો કયા આગલા ભવના ગુન્હામાં ફસેલા છે, જે જેથી તેમને આવી સ્થીતીમાં રાખેલા છે ? બીજું એ કે, એ બધા લોકોએ તો એ બધાની સજા યોનીમાં વેઠીને ફરીથી જન્મ લીધો છે, પણ જ્યાં સુધી વેદ તેમની મૂક્તિ ન કરાવે, ત્યાં સુધી તેઓ કેમ મૂકત થવાના ?

૮ સૌથી પહેલાં આ દુનીયામાં માણસ પેદા થયા કે દરેક જાતના જાનવરો પણ હતાં ? તે વખતે જાનવરો પણ હતાં તો તેમને કયા ગુન્હાની [illegible] એ જન્મ લેવો પડયો હતો ? તે વખતે ફકત માણસોજ [illegible] તો તેમને જાનવરો અને ઝાડપાન વગર ઘણી મૂસીબત વેઠવી [illegible]ડી હશે, તો તે મુશીબતો તેમને કયા કર્મોના ફળ તરીકે મળી હતી

૯ વેદની પેદાશની તારીખ સાચેસાચી દલીલથી સાબીત કરી બતાવો.

૧૦ નિયોગ અને જીનામાં ફેર શું છે?

૧૧ હમણાં આપના સમાજને કાયમ થયે પચીસ ત્રીસ વરસ પણ પૂરાં થયાં નથી, તેવામાં તો તેમાં બે પક્ષ પણ પડી ગયા છે. જેમાંનો એક કહે છે કે માંસ ખાવાની વેદમાં છૂટ છે, અને સ્વામિજી પણ તેની છુટ આપી ગયા છે. ત્યારે બીજો કહે છે કે નહિં, બીલકુલ જુઠું બોલો છો. માંસ ખાવાની સખ્ત મના કરવામાં આવી છે. હવે મેહેરબાની કરીને બતાવો કે કયા પક્ષમાં જોડાવાથી મારૂં કલ્યાણ થશે?

આવી જાતના સવાલો તો મારી પાસે સેંકડો છે, પણ હમણાં તો હું આટલાજ જવાબ માગીને સંતોષ પામીશ.

આ વખતે આખી સભામાં એક સન્નાટો પડી ગયો અને બધાના હોશ કોશ ગુમ થઇ ગયા, એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા, અને ગભરાઇ પણ ગયા, " કે અમે શું ધારતા હતા અને અહીયાંતો કંઇનું કંઇજ થઈ રહ્યું છે! આનું શું કારણ " ?

આખરે એક મેમ્બરે ગભરાતાં ગભરાતાં ઉભા થઇને કહ્યું કે મેહેરબાન સાહેબો મને તો આમાં કંઇ દગો માલમ પડે છે, અને આ દગામાં કોઇનો છૂપો હાથ હોય એમ લાગે છે. નહિંતો આ લેડીને કોઈ એમ પૂછે કે આ વખત બીજાની ખોડખાંપણ કાઢવાનો છે, કે ક્રિયા કરવાનો? જો આર્યસમાજ ધર્મની તરફથી એમના દીલમાં આટલા બધા શક હતા તો તેમણે શા માટે શરૂઆતમાંજ વાદવિવાદ કરી પોતાના મનનું સમાધાન ન કરી લીધું? અને હવે તે આવા સવાલ એવા વખતે કરે છે કે જ્યારે અમને વાદવિવાદમાં

ઉતરવાનો જરા પણ વખત નથી. હવે તો તેમને પહેલાં શુદ્ધ થઈ જવું અને પછીથી પોતાના શકો દૂર કરતા રહેવું.

હલીમાખાનમ—વાહ સાહેબ વાહ! આપની ફીલસુફીનું તો શું કહેવું? હં! પહેલાં ઇમાન લાવો અને પછી શક દૂર કરો. મહેરબાન સાહેબ! શક દૂર કરવાનો અર્થજ ઇમાન છે, હવે આપ સમજ્યા!

સમાજનો મંત્રી—મેહેરબાનો, ઘણાજ શોકની વાત છે, કે અમે આ ચરિત્રની જાળમાં ફસાઈ પડયા. અમને પહેલાંથી ખબર નહોતી, કે આ બાઈ અમારી સાથે આવો દગો કરશે અને અમને આવી રીતે શરમાવશે! વધારામાં અમારૂં હજારો રૂપીઆનું પાણી થઇ ગયું તે તો જુદું!

એક મેમ્બર—હવે તો આપણે આપણા નુકશાનને વાસ્તે કોર્ટમાં દાવો કરી આ મુર્ખ સ્ત્રીથી વસુલ કરવું જોઇએ.

બીજો મેમ્બર—મારી તો એવી સલાહ છે કે એને હમણાંને હમણાં ઠીક કરી નાંખવી જોઇએ.

કાબીલ—બસ! ખબરદાર, હમણાં કંઇ ગવરમેન્ટ બંગાળાના બોમ્બથી ડરીને દરિયાને પેલેપાર નાશી નથી ગઇ. યાદ રાખજો કે હમણાં ના૦ વાઇસરોયને તાર કરીને તમારી અક્કલ ઠેકાણે લાવી દઇશ. શું તમે કોઇ ઉપર જુલમ કરી શકો છો? શું તમે તેને જોરજુલમથી આર્યસમાજમાં લેવા માગો છો? હોંશ સંભાળો! મેહેરબાન, નહીં તો જો કદી તમારામાંનો કોઈ પણ એક ડગલું આ લેડી તરફ આગળ વધશે તો પછી તમારી વાત તમે જાણો.

આદીલખાન—( પોતાનો લઠ્ઠ સંભાળીને ) યાદ રાખજો કે જો કદી તમારામાંનો કોઇ પણ જરા પણ હાલશે તો હું મારા અટા પટાના દાવ બતાવવા શરૂ કરી દઇશ.

પ્રેસીડેન્ટ—મેહેરબાનો, સભા બરખાસ્ત કરૂં છું, પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ.

બસ, હવે શું પુછવું? બધે શોર બકોર થઇ ગયો. જેને જ્યાં માર્ગ સુજ્યો ત્યાંથી કનાત ફાડીને નાઠો. આદીલખાને હલીમાખાનમનો હાથ પકડીને પોતાની પાસે ઘસડી લીધી અને મી૦ કાબીલ અને બીજા કેટલાક મુસલમાનોએ તેને ચારે તરફથી ઘેરીને રક્ષણમાં લઇ લીધી. બધી ભીડ ઓછી થઇ જવા બાદ, કાબીલ "સ્ટેશનપર ચાલ્યા ગયા અને હલીમાખાનમ પોતાના બાપની સાથે ઘેર ચાલી ગઇ. જે બહારથી આવેલા હતા, તે બધા ટ્રેનોમાં બેસી પોતપોતાને ( મુકામે ) ગામ ચાલ્યા ગયા. આવી અજબ જાતની શુદ્ધીની ચર્ચા દેશમાં ચારે તરફ ફેલાઇ ગઇ. મુખ્યત્વે કરીને રાજ્યના આર્યસમાજીઓને માલુમ પડી ગયું કે આ બધું સ્ટેશન માસ્તરનેજ લીધે થયું હતું. પરંતુ મી૦ કાબીલ તો આ વાતથી બીલકુલ નાવાકેફ હતા, અને અજાયબીના દરીઆમાં ડુબેલા હતા કે આ બધું શું થઇ ગયું! તેમને ચેન કયાં હતું! તેજ સાંજે તેમણે હલીમાખાનમ અને આદીલખાનને બોલાવ્યા અને પુછ્યું "આ બધો વેશ શું હતો" ?

હલીમાખાનમ—આપતો પહેલાં ઘણાજ ગુસ્સે થયા હશો! જે વખતે આપ સભામાં દાખલ થયા હતા તે વખતે આપનો ચેહરો ગુસ્સા અને અફસોસને લીધે લાલચોળ થઇ રહ્યો હતો.

કાબીલ—નહિંતો શું હું રાજી થાત? પણ તમને આવો વેશ લેવા કોણે શીખવાડયું હતું?

હલીમાખાનમ—ખુદાએ મનમાં એવીજ વાત બેસાડી દીધી કે જેવી રીતે એ દગાબાજોએ મને "ધોબીનો કુતરો ઘરનોએ નહિં તેમ ઘાટનોએ નહી." એમ કરવા ચાહી હતી, તો મારે પણ એમનું નાક ભર સભામાં મૂળમાંથી કાપી લેવું. એ પણ યાદ કરશે કે અમારે એક મુસલમાન સ્ત્રીથી કામ પડયું હતું !

કાબીલ—પણ આપે ભારે જુલમ કીધો કે આ વાત મારાથી પણ ગુપ્ત રાખી.

હલીમાખાનમ—ફક્ત મારા શીવાય બીજા કોઇને પણ ખબર નહોતી. પિતાજીને પણ આ વાત કહી નથી, કારણ કે મને બીક હતી કે ભેદ ઉઘાડો પડી જશે, અને મને જશ મળશે નહિ.

કાબીલ—તમે, મને અને આપના પિતાને ઘણુંજ દુઃખ દીધું.

હલીમાખાનમ—પરંતુ હવે આપ બન્નેને ખુશી પણ થાય છેને ! કેમકે દુઃખની પછી જે સુખ પ્રાપ્ત થાય છે, તેમાં કઇંક વધારેજ મજા આવે છે.

કાબીલ—પણ તમે આવા આવા અન્નરા સ્વાલો કયાંથી શોધી કાઢયા ? એવા તો મને પણ નસુજત !

હલીમાખાનમ—મેં આ બે મહીનાના અરસામાં ચોપડીઓજ ફીંદવાનું કામ કર્યું છે. આપની બતાવેલી ચોપડીઓ, કે જે આય સમાજની વિરૂદ્ધ લખાએલી છે, એ બધી વાંચી છે. વળી અધુરામાં પુરૂં શહેર અમદાવાદમાં લાલ દરવાજે આવેલા લાલકાકા લોજમાં એક **પોલીટીકલ ભોમીઓ** નામે પેપર નીકળે છે તે પણ મંગાવુંછું અને તેજ ઓફીસમાં કેટલીક આવીજ જાતની ચોપડીઓ વેચાય છે, તે પણ મેં કેટલીક મંગાવી છે, આ બધી ચોપડીઓ ભેગી કરીને તેમાંથી

આ બધા સવાલો તારવી દીધા હતા. હવે તો મારૂં જીગર ઉઘડી ગયું છે, તેથી દરેક આર્યસમાજીને ચેલેંજ કરી શકું છું.

કાબીલ—શાબાશ, અલહમ્દો લીલ્લાહ ! પણ હવે તો તે લોકો આપથી ઘણીજ દુશ્મની કરશે.

હલીમાખાનમ—આતો દેખીતુંજ છે કે હવે આ રાજ્યમાં મારી જીંદગી ઘણી મુશ્કેલીમાં છે. જોકે શ્રી હજુર રાજા સાહેબ એક નિશ-પક્ષપાતી માણસ છે, અને તેથી આવા ઝગડાઓથી તો તદ્દન દૂરજ રહે છે છતાં પણ તેઓ મારી શું મદદ કરવાના હતા ? કેમકે જ્યારે બધી રૈયત એક તરફજ થઈ જાય ત્યારે રાજા સાહેબનું શું ચાલે ? પણ મને તેની જરા પણ પરવા નથી, જે થવાનું હશે તે થશે. હવે તો સાચાનો મદદગારજ મારી વહારે ધાશે. હું હવે જરા પણ ગભ-રાતી નથી.

કાબીલ—( આદિલખાન તરફ વળીને ) કેમ સાહેબ! હવે તો આપના જીવમાં જીવ આવ્યો ?

આદીલખાન—આપની મહેરબાનીથીજ તો!

( હલીમાખાનમ અને આદીલખાન પોતાને મુકામે ચાલ્યાં ગયાં. )

## પ્રકરણ ૨૧ મું.

---

## હલીમાખાનમની શાદી.



હવે તો આખા ધરમપુરના બધા લોકો હલીમાખાનમના લોહીના તરસ્યા થઇ ગયા અને તેને મારી નાખવા માટે તરેહ તરેહની દગા-બાજીઓ રચવા માંડી. ગાડી હાંકનારને શીખવાડવામાં આવ્યું કે રાતને

વખતે બળદોને ભડકાવી તું કુદી પડજે અને ગાડીને સવારી સુદ્ધાંત એક ઉંડા ખાડામાં ફેંકી દેવરાવજે. પણ ગાડીવાન છોકરાની હિંમત ચાલી નહિ, તેમ તેનાથી રહ્યું પણ ન ગયું, તેથી એક દિવસ તેણે હલીમાખાનમ આગળ હાથ જોડીને કહી દીધું કે મારાથી જોરજુલમથી તે લોકો સ્ત્રી હત્યા કરાવવા માગે છે. હલીમાખાનમે તે દિવસથી દરબારી ગાડીને રજા આપી. એક રાત્રે કેટલાક માણસોને ચોરના વેશમાં તેના ઘરમાં દાખલ કરવામાં આવ્યા. વળી એમ પણ બંદોબસ્ત થયો હતો, કે જો કોઇ જરા પણ બોલે તો તેને મારીજ નાંખવો. ખુદા મેહેરબાન તો ગદ્ધાભી પહેલવાન "પ્રમાણે બન્યું." એટલે જ્યારે આ લોકો ઘરમાં પેસવાનું કરતા હતા, તે વખતે આદીલખાન જાગી ગયા અને બુમો પાડવાથી શેરીના લોકો જાગી ગયા અને ચોર લોકો મહા મુશીબતે પોતાનો જીવ બચાવી શક્યા. બીજી વખતે એવું બન્યું કે હલીમાખાનમના ઘરમાં છાપરામાં કાણું કરીને ત્યાંથી હલીમાખાનમના પલંગ પર એક મોટો કાળો સાપ ફેંકવામાં આવ્યો, પણ જેને રામ રાખે તેને કોણ ચાખે! સાંપ પોતાની મેળેજ પલંગથી દૂર પડયો અને આદીલખાને તેને મારી નાંખ્યો. ઇસ્પીતાલના નોકરો પણ હલીમાખાનમના હુકમનો અનાદર કરવા લાગ્યા, તેથી સરકારી કામમાં મુસ્કેલી થવા લાગી. બજારના વાણીઆઓને ચગાવીને કોર્ટમાં દાવો કરાવ્યો કે અમે હલીમાખાનમ ઉપર ઘણી મુદતથી આટલું નાણું માગીએ છીએ, પણ તે અમને અમારૂં નાણું હમણાં સુધી પાછું આપતી નથી. હલીમાખાનમે તો બધાનું દેવું ચુકવી દીધું હતું. દિવાની કોર્ટમાં કેસ ચાલ્યો અને તેમાં હલીમાખાનમ ઉપર ડીગ્રીઓ પસાર કરવામાં આવી અને તેના પગારમાંથી કપાઇને નાણાં વાણીઆઓને મળવાં શરૂ થઇ ગયાં

હવે તો હલીમાખાનમને એકજ યુક્તિ સુજી અને તે પણ એ હતી કે ધરમપુરને છોડી પોતાનો જાન સલામત લઇને નાશી છૂટવું. પણ તેની કુદરતી ટેવે તેને ડગવા દીધી નહી. એક દિવસ તે મી. કાબીલ પાસે આવી અને બન્નેમાં નીચે પ્રમાણે વાતચીત થઇ:--

હલીમાખાનમ--હવે ફરમાવો. આપ જુઓ છો કે મારી જીંદગી કેટલી ભય ભરેલી છે! ત્રણ ચાર હુમલા તો મારો જાન લેવાને થઇજ ચુક્યા છે, પણ એતો ફકત એક હુંજ એવું પ્રાણી છું, કે જેને ખબર નથી કે આ દુનીઆમાં કેટકેટલાં દુઃખ ઉઠાવવાં પડશે! બકરાની મા ક્યાં સુધી દુઆ માંગશે! આખા રાજ્યમાં જ્યાં જુઓ ત્યાં દુશ્મનોનુંજ ચલણ છે, અને તેઓનીજ અંદર રાતદિવસ મારે કામ કરવું એ સલામતીભર્યું નથી. મારાં સગાં વહાલાં તો પહેલાંથીજ મારી જાનનાં દુશ્મન થઇ રહ્યાં છે, ફકત એકલા પિતાજી મારી મદદ ઉપર છે. પણ તે બાપડા એકલા હાથે શું કરવાના હતા? હમણાં કોઇ એમનો ખુર્દો કરી દે તો શું કરવું?

કાબીલ--હા, મારી પાસે પણ ખબર આવતી રહે છે, અને હું પોતેજ આપને આ બાબતને વાસ્તે બોલાવનાર હતો. પણ ચાલો, ઠીક થઇ ગયું કે આપ પોતેજ આવી ગયાં. એ આપના દુશ્મન છે, અને શું મારા દોસ્ત છે? તમારાથી તો વધારે મારી ઉપર નજર છે, પણ કરે શું? મને તો તેઓ કંઈ પણ કરી શકતાજ નથી કેમકે હું ક્યાં તેમના હાથ નીચે છું! હું પણ એવી ફીકરમાં છું કે જો એક વખત મહારાજા સાહેબ સ્ટેશન ઉપર આવે તો હું તેમના કાન તેઓની જુઠી સાચી વાતોથી ભરી દઉં, અને કાસળ કઢાવું, પણ તે બીચારા શું કરી શકે, કારણકે તે પોતેજ બદમાશોથી ઘેરાએલા છે, નહી તો જાતે તો લાખ રૂપીઆનો માણસ છે.

હલીમાખાનમ—ખુદાને વાસ્તે આ શહેરમાં આવતા ના, રખેને મારી બલા આપને ખમવી પડે ! હુંતો મારૂં ભોગવી લઇશ.

કાબીલ—આપે કામ એવુંજ કીધું છે કે તેથી તેઓ જે ન કરે તે ઓછું છે. આખા મુલકમાં આ ખબર ફેલાઇ ગઇ છે. અરે ! પણ પેલા પોલીટીકલ ભોમીઓ પેપરમાં કોણે લખી માર્યું ? તેના ઉપરથી અધીપતીએ પણ એવીજ ચમકાવનારી એડીટોરીઅલ નોટ લખી છે. આ બધી આપનીજ કારસ્તાની છે. મારા તો ફરીસ્તાઓને પણ આની ખબર નહોતી, તેથી તેઓ શા માટે મારૂં નામ લે ?

હલીમાખાનમ-—પણ બાની તો આપજ હતા હવે વળી નીકળી જાઓ છો અને મને અત્યારથીજ ત્યાગવાનો ઇરાદો કરી લીધો છે !

કાબીલ—ખેર, આ વાતોને જવાદો પણ હવે કહો કે શું થવું જોઇએ ? આપની જીંદગીમાં જરૂર થોડો પણ ફેરફાર થવો જોઇએ તે સીવાય હવે આપનું કામ ચાલે તેમ નથી. મારા મગજમાં જે વિચાર સુજયો છે. તે હું કહી દઉં છું. જો કદી નાપસંદ પડે તો કહી દેજો, પણ ખોટું લગાડતા નહી. હવે એતો જાણે ચોક્કસ છે કે આપને આ શહેરનો ત્યાગ કરવો પડશે, અને એમાં કંઇ નવાઇ પણ નથી. આપના હાથમાં એવો હુન્નર છે, કે આપ કદી પણ કોઇનાં ઓશીઆળાં થશો નહિ પણ એજ સવાલ આડો આવશે કે કુદરતે અબળા જાતજ એવી બનાવી છે કે તે મરદોની મદદની ઓશીઆળી રહે છે. જોકે આપ સ્વતંત્ર છો, અકલમંદ છો, અને વાંચી લખી પણ શકો છો, તો પણ મરદોની મદદની આપને જરૂર રહેશે. અને રહે છે પણ ખરી. તેથી મારો વિચાર એમ છે કે આપે કોઇ લાયક અને સ્વતંત્ર વિચારવાળા મુસલમાનની સાથે શાદી કરી લેવી

જોઇએ, કે જેથી તે પણ આપની કાબેલીયતની કદર કરે, અને તેની જીંદગી પણ આપને મગરૂર બનાવે. પછી આપ ખુશીથી આપનું કામ કરો, અને જાતી મદદથી દેશને અને કોમને ફાયદો પહોંચાડી બેફીકરાઇથી જીંદગીના દિવસ ગાળી શકશો.

હલીમાખાનમ—( શરમથી નીચે જોઇને ) આપે તો ફરીથી એવો ગુંચવાડા ભરેલો સવાલ ઉપસ્થીત કરી દીધો છે, કે જેથી ભવિષ્યની ભયંકર જીંદગીનો ચિતાર મારી નજરો સામે ઉભો થઇ ગયો છે.

કાબીલ—ભયંકર જીંદગી શા માટે કહો છો? હવે કાંઇ ડરવાનું કારણ નથી. એ આપનો જુનો વિચાર બાજુએ મુકો.

હલીમાખાનમ—ઠીક, હવે આખી રાત આ બાબતનો વિચાર કરીશ અને આપને સવારે જવાબ દઇશ.

કાબીલ—કંઇ ફીકર નહી, ખુબ વિચાર કરી લેજો.

હલીમાખાનમ ત્યાંથી રવાના થઇને પોતાના મકાનપર આવી અને આખી રાત આજ વિચારમાં પડી રહી, કે સવારે મી૦ કાબીલને શું જવાબ આપીશ. આખરે જે વાત ધ્યાનમાં આવી તેને સવારે ઉઠીને એક નોટપેપરપર લખી મી૦ કાબીલ પાસે મોકલી આપ્યો જે નીચે મુજબ હતોઃ—

મારા મસીહા!

આપના કાલના સવાલે મને આખી રાત જાગતી રાખી. મારા ઉંઘને હરામ કરી દીધી. જુદી જુદી જાતની છબીઓ મારી નજર આગળ આવતી અને પાછી ભુંસાઇ જતી.

આપનું કહેવું સત્ય છે કે આ દુનિયામાં તો દુનીઆદારોની માફકજ રહી જીંદગીના દિવસ કાપવા પડશે, પણ દુનીઆનો જે હાલ

આજકાલ થઇ રહ્યો છે તે આપને સારી પેઠે માલુમ.છે. મુખ્યત્વે કરી ( માફી ચાહું છું ) મુસલમાનોનાં ચાલચલણથી તો આખું શરીર કંપે છે કંઇ એવું ન થાય કે હું કોઇ બીજી આફતમાં ફસાઇ પડું! જેમ આપે એક માણસને કુવામાં ડુબતો બચાવી લીધો છે, તેવીજ રીતે જો અત્યારે પણ તેને આપના ચર્ણોમાં જગ્યા આપી હોત તો કેવું સારૂં થાત! વધારે સારૂં તો એ હતું કે તેને મૌતના મ્હોંમાં ફસાવી દેવી હતી. જેટલો ઉંડો હું વિચાર કરૂં છું તેટલું મને એમ લાગે છે કે આ વાતમાં આપની બેપરવાહી છે. મારા પિતાશ્રી તો બીલકુલ રાજી છે તેથી તેઓ એટલી તો ઉતાવળ કરે છે કે જાણે આ કામ આજેજ થવું જોઇએ! મારાં એવાં નસીબ કયાંથી હોય કે આવી માગણી આપની રૂબરૂમાંજ કરી શકું! લાચારીથી આ કાગળના ઘોડાને આપની પાસે મોકલું છું તો માફ કરશો.

લી. આપની તાબેદાર

હલીમાખાનમ.

આ કાગળ વાંચીને કાબીલે આખો દિવસ વિચારમાં ગાળ્યો અને છેવટે નીચે પ્રમાણે જવાબ લખીને મોકલ્યો.

મેહેરબાન દાક્તરણી સાહેબ:—

આપે મારા ગુંચવાડા ભરેલા સવાલનો જવાબ પણ ગુંચવાડા ભરેલાજ જવાબમાં વાળ્યો અને તેથી આ સવાલને ડબલ ગુંચવાડાવાળો બનાવી દીધો છે. સાચી વાત પુછો તો મારાં એવાં નસીબ ક્યાંથી કે હું આપ જેવાંને મારાં ભાગીદાર બનાવી શકું! જો આપનાજ શબ્દોમાં કહીયે તો આ વાતથી બધી જાતનો ફાયદો છે. ખુદા, રસુલ, મજહબ, સોસાએટી એ બધાની આ વાતમાં રજા છે. પણ આવાં કામથી કોઇ એક નાજુક દીલના દુખાઇ જવાનો ભય રહે છે.

વળી મને પોતાને મારી જાત ઉપર ભરૂસો નથી. ખુદા જાણે કે હું મારા ઉપરનો હક અદા ન કરી શકું અથવા કયામતને દિવસે ન્યાયના ત્રાજવાનું એક પલ્લું ઉંચું અને એક નીચું ન થઇ જાય, કે જેથી જવાબ દેવો પણ મુશ્કેલ થઈ પડે! હું આવાં કારણોને લઇનેજ સાફ દીલથી માફી માગી લઉં છું. હવે આ વિચારને એક બાજુએ મુકીને બીજો કોઈ પણ વિચાર કરો તો હું તમને દરેક રીતે મદદ કરવા તૈયાર છું. મારો એવો ઇરાદો છે કે કાલેજ પાયોનીઅર, વકીલ, અને પોલીટીકલ ભોમીઓ પેપરોમાં આપની રજાથી જાહેર ખબર આપું. તેમાં કોઇનું નામ બહાર પડશે નહિં, તેની હું ખાત્રી આપું છું.

લી૦ આપનો ખેરખ્વાહ **કાબીલ.**

આ કાગળનો જવાબ હલીમાખાનમે આપ્યો તે નીચે પ્રમાણે હતો.

ખુદ મસીહા દુશ્મને જાન હો તો કયું કર હો ઇલાજ.
કોન રેહબર હો સકે જબ ખીઝર બેહકાને લગે.

જયારે આપજ આવો બેપરવાઇનો જવાબ આપો છો તો પછી આ દુનીઆમાં કોની ઉમેદ! હુંતો મારો આ પાપી આત્મા આપને પહેલાંથીજ સોંપી ચુકી છું. આપ મુખત્યાર છો. ચાહો તો ઉંડા નર્કના ખાડામાં ફેંકી દો. અને ચાહો તો અર્શ ઉપર ચડાવી આપો! જોકે દીલતો ઘણું ધડકે છે અને જમણી આંખ પણ ફરકે છે, અને તેથી હજારો વહેમમાં નાખી દે છે. પરંતુ હું એવી વાતોને માનતી નથી તેટલા માટે દીલને મજબુત કરીને ફરીથી આપને હું બધી વાતે મુખત્યાર બનાવું છું. આપને જોઇએ તો આપ જાહેર ખબર આપજો, અથવા ચાહો તો ગામે ગામ થાળી પીટાવો, અથવા આપની મરજીમાં આવે તેમ કરો. હું આપના બધા હુકમો ઉઠાવવા તૈયાર છું. જો મને કદી આપના હાથે કોઇ મુસીબ-

તમાં ફસાઇ જઇને નર્કમાં પણ જવું પડશે તો પણ મને અફસોસ થશે નહિ, કેમકે આપના શિવાય મારો કોઇ મદદગાર આ દુનીઆમાં નથી. વધારે શું લખું!

લી૦ આપની એહશાનમંદ **હલીમા.**

મી. કાબીલે જવાબ મળતા વેંતજ નીચે પ્રમાણે એક નોટીસ લખી, પાયોનીઅર, વકીલ, અને પોલીટીકલ ભોમીઓ પેપરમાં મોકલી દીધી:—

**ભરથાર જોઇએ છે.**

એક મુસલમાન લેડી ડાકટર, ઉરદુ, અંગ્રેજી, વાંચી લખી શકે છે. મીડલ પાંસ કરેલ છે અને આગ્રા મેડીકલ સ્કુલમાંથી ડીપ્લોમાં લઇ માસ થએલ છે, તે એવા ભરથારની શોધમાં છે કે જે મુસલમાન હોય અને સારી કેળવણી પામેલો હોય, અને સ્વતંત્ર વિચાર વાળો હોય, લેડી ડાકટરની ઉમર વીસ વરસની છે અને એટલી હદ સુધી પરદો રાખવા માગે છે કે જે તેમના ધંધામાં આડે ન આવે. અલીગઢ મોહમેડન કોલેજના વિદ્યાર્થીને વધારે પસંદ કરવામાં આવશે. બધો પત્રવહેવાર ખાનગી રહેશે.

જાહેર ખબરો બહાર પડવાનીજ વાર હતી. એકદમ દરખાસ્તોના ઢગલા આવવા લાગ્યા. ઓછી વતી બધી મેળવીને દોઢસો અરજીઓ હતી. તેમાં ડેપ્યુટી કલેક્ટરથી લઇને એક પટાવાળા સુધાંતની અરજીઓ હતી. આમાં કેટલાકે તો મશ્કરીમાંજ લખ્યું હતું કે લાવોને લખવામાં શું જાય છે! આપણને એક કેળવાએલી સ્ત્રી તો મળશે! અને કેટલાકતો એવાં એવાં વચનો આપતા હતા કે પુછવુંજ શું! કેટલાક નકકામા માણસોએ તો એવા વિચારથી દરખાસ્ત કરી હતી કે લાવોને સોનાનું ઈંડુ આપતી મુરઘી હાથ આવી જશે પછી

આપણુને ફીકરજ શું ? અને તેથી તેઓ હરએક વાએદા કરતા હતા અને દરેક રીતે તેનું ફરમાન માથે ચઢાવવા રાજી હતા. જો આ બધા કાગળો વાંચકોની આગળ રજુ કરવામાં આવે તો, જોકે વાંચવાની મજા તો પડે, પણ સ્થળ સંકોચને લીધે આ મનસુબાને રદ કરવો પડે છે અને તેથી ફકત એકજ પત્ર કે જેણે હલીમાખાનમની પસંદગી મેળવી હતી તેજ આ ઠેકાણે ટાંકીએ છીએ. મી. કાબીલ તો જેટલી અરજીઓ પોતાની પાસે આવતી તેટલી બધી હલીમાખાનમને મોકલાવીને કહી દેતા હતા કે, આટલા બધા ઉમેદવારોમાંથી મન ફાવે તે પસંદ કરો. કેમકે આ કામમાં મારી અક્કલ ચાલે તેમ નથી! અને વળી આપ જેને પસંદ કરશો તેનીજ સાથે આખી " જીંદગીનો સવાલ છે, માટે તે પસંદગી આપનાજ હાથે થાય તો વધારે સારૂં. આ નીચેનો કાગળ હલીમાએ પ્રસંદ કર્યો હતો. કે જે અંગ્રેજી ભાષામાં એક સુંદર કાગળ ઉપર ટાઇપ કરેલો હતો, જેનો આ તરજુમો છે.

ડીયર લેડી.

હું શું હતો! શું છું! કોણ હતો અને કોણ છું! વાત તો ઘણી લાંબી છે પણ જો કીસમતમાં હશે તો કોઇ દિવસ મોઢે કહી સંભળાવીશ, પણ હાલ ટુંકાણમાં કહેવું તો જોઇએ.

અપર ઇન્ડીઆના એક શરીફ આર્યસમાજી ખાનદાનનું લોહી મારી નસોમાં વહે છે. એફ. એ. પાસ કરીને વેપારી લાઇનમાં પડી ગયો છું અને એટલો વધવા પામ્યો છું કે હાલ મહીને પાંચસો રૂપીઆ પેદા કરૂંછું. સ્ટીમર કંપનીમાં નોકર છું, અને તેથી ચીન, જાપાન, આફ્રીકા, યુરોપની મુસાફરી પણ કરેલ છે. વધારે વખત મુસાફરીમાંજ ગાળું છું. કેટલાંક વરસો સાચા ધર્મની ખોળ પાછળ ગાળ્યા બાદ આખરે સાર એજ નીકળ્યો, કે ચોટલી, જનોઈ અને ધોતીઆની સાથે

આર્ય ધર્મને પણ રજા આપી દીધી અને હવે ઇસ્લામ જેવા સાચા ધર્મના આશરા નીચે ફક્ત એકજ આશા છે, અને તે એજ કે એક સારા સોબતીની મને જરૂરત છે. કેમકે "બુરી વાત કરતાં ચૂપકીદી અને ખરાબ સોબત કરતાં એકલાપણું" તેવીજ રીતે એક જાહીલ અને ઝબાંદરાજ—બોલકણી સ્ત્રી કરતાં વાંઢા રહેવું હજાર દરજે સારૂં માનું છું. પણ મુસલમાનોમાં ભણેલી સ્ત્રીઓની અછતનેજ લીધે મને આટલી મુદ્દત થોભવું પડયું. આખરે ખુદાએ મારી તરફ જોયું અને ગેબનો પડદો ફાટીને પેપરોના પાનાં ઉપર આપની જાહેર ખબર વાંચી અને તેથી ઘણીજ ખુશીની સાથે માલુમ પડયું કે અમારી કોમમાં પણ આપ જેવી વિદ્વાન અબળાઓ મોજુદ છે. હું મારી પોતાની કંઇ મરી મસાલો ભભરાવી વાત કહેવી પસંદ નથી કરતો, પણ એટલુંજ કહેવું યોગ્ય સમજું છું કે ધર્મના ફરમાનુસર એક ભરથારની ફરજથી હું પુરેપુરો વાકેફ છું અને આપને ખાત્રી આપું છું કે આપની જીંદગી સુખી બનાવવા કોઇ ઉપાય બાકી રખીશ નહી. મારી ઉમર હમણાં ત્રીસ પાંત્રીસની દરમ્યાન છે, અને આ સાથે એક ફોટો પણ મોકલેલ તેમજ એક પારસલમાં એક અંગુઠી પણ રવાના કરેલ છે, તે એવા ઇરાદાથી કે જો મારૂં તકદીર જોર મારે તો પછી વધારે પત્રવહેવાર ચલાવવાની જરૂર રહે નહી. મહેરબાની કરી મને નીકાહની તારીખ લખી મોકલવા કૃપા કરશો. કેમકે મને એવું ગુમાન છે કે મારે થોડાજ વખતમાં અમેરીકાની મુસાફરીએ જવું પડશે અને જો કદી આ કામમાં વાર લાગી તો પછી કેટલાક મહીના ઉપર વાત જશે. નીકાહની રસમ તો આપને અહીંયાજ આવી કરવી પડશે કેમકે મને રજા મળવી મુસ્કેલ છે. અરે ! હું કહેવું ભુલી જાઉં છું કે, પરદા સીસ્ટમનો એટલો બધો તરફદાર નથી, તેથી આપ આપનો ધંધો

ખુશીથી કરી શકો છો અને આ દુનીઆને તમારા સુકર્મોથી ફાયદો પણ પહોંચાડી શકો છો. વધારામાં હું પણ આપને મદદ આપવા તૈયાર છું અને તેથીજ મને મગરૂર થવાનું કારણ મળશે.

અરજદાર **મહંમદ આકીલ**
પોસ્ટ બોકસ નં ૨૭ કલકત્તાં.

હલીમાખાનમ આ કાગળ લઇને મી૦ કાબીલ પાસે આવી અને કહેવા લાગી કે મારી સમજમાં તો આ માણસ ઠીક લાગે છે, આપની શી સલાહ છે? મી૦ કાબીલે કાગળ વાંચી, અને ફોટો જોઇને વિચાર પૂર્વક કહ્યું કે, ઠીક છે, આવક પણ સારી છે, અને કેળવાએલો પણ છે. સૌથી સારી વાત તો એ છે કે આપ પણ તેજ ધર્મને માનતા હતા, અને આ માણસ પણ માનતો હતો. વાહ સાહેબ જોકું તો ઘણું સારૂં થઇ ગયું છે. "**કુલ્લે શય્યઇન રજીલ અલલ અસલાહ.**" જે સોસાયટીને આપ વધારે પસંદ કરતાં હતાં, તેમાંજ તમારા નસીબે તમને મુક્યાં છે. હવે તો આપ પારસલથી જે વીંટી આવી છે તેને છોડાવી લેશો અને તાર મારફતે આ મંજુરીની ખબર આપશો.

હલીમાખાનમ—વાહ સાહેબ વાહ! બેશક હવે તો ઉતાવળજ કરવા કહેશોને! શું હું આપને એટલી બધી ભારે થઇ ગઇ, કે આપ મને આટલી જલ્દી ઘરમાંથી હાંકવા માગો છો? જરા ઠંડા પેટે વિચાર તો કરવા દો! અને ત્યાંની હાલત કોઇ માણસને મોકલી જોઇ તો લેવા દો! ખુદા જાણે શું છે કે શું નથી! આટલા દુરનો મામલો છે, એટલે આવી મોટી સગાઇ પણ ફક્ત કાગળોથીજ કરી લેવી એ પણ મુર્ખાઇની વાત છે. એ શું વાત નથી કબુલ કરતા?.

કાબીલ—બેશક આ વાત માનવીજ જોઇએ. શાબાશ! જ્યાં આપને આંધળા થઇ જવું જોઇએ ત્યાં તો હું પોતેજ બની ગયો. ઠીક,

આપના પિતાજીનેજ મોકલાવી દો, કે જેથી તે પોતાની આંખેજ બધું જોઇ આવે. ખરચતો થશેજ પણ એમાં શું ? હવે મારી વાત માનીને તાર મોકલાવીજ દો કે, મારા પિતાજી આપની મુલાકાતે આવે છે, અને તેજ બધી વાતોનો ફેંસલો કરશે. આપ તારથી જવાબ આપો તેમણે કયા સ્ટેશનની ટીકીટ લેવી જોઇશે ?

હલીમાખાનમ—આ સલાહ તો મને બહુજ ગમી છે. ઠીક, હું હમણાજ જઇને આ બધા હુકમો બરાબર ધ્યાનથી અમલમાં લાવું છું.

હલીમાખાનમે ઉપર લખ્યા પ્રમાણેજ કલકતે તાર મોકલ્યો, જયાંથી જવાબ મળ્યો કે આપના પીતાજીને ખુશીથી અહીયાં મોકલો. હું ઘણોજ ખુશી થઇશ. તેમને ખાસ કલકત્તાનીજ ટીકીટ લેવાનું કહેજો. અને મારા મીત્રો સ્ટેશન ઉપર લેવાને હાજર રહીશું. હવે શું જોઇતું હતું ? આદિલખાનને કલકત્તે જવાની ફરજ પડી. જોકે તેમને તો આ વાત પસંદ નહોતી પણ મી. કાબીલની હમદરદીથીજ તેમને પણ હીંમત આવી, અને તેથીજ તે પણ દરેક વાતે ખુશી થઇ ગયા. અહીંથી બીજેજ દિવસે આદિલખાન કલકત્તે જવા ઉપડયા. જયારે કલકત્તા સ્ટેશન ઉપર પહોંચ્યા, ત્યારે ત્યાં મહંમદ આકીલ પોતાના મીત્રો સાથે તૈયારજ ઉભા હતા. જેઓએ તેમને પોતાને બંગલે લઇ જઇને ઉતાર્યા. આ બંગલો બધો અંગ્રેજી સરસામાનથીજ શણગારેલો હતો. હજારો રૂપીઆનું ફરનીચર, નોકરો, અને બીજો પણ [illegible] ઘણો હતો. વળી ગાડી, ઘોડા, સાઇકલ, મોટર વિગેરે કુલ [illegible] તૈયારજ હતી. આદીલખાનને આખા કલકત્તાની સહેલ કરાવવામાં આવી અને બે દિવસ સુધી ઉંચાંમાં ઉંચાં પકવાનો તેમની આગળ મુકવામાં આવ્યાં. વાતો પણ ઘણીજ સારી અને મોહબ્બતની કર-

વામાં આવી. તેમાં પણ વળી હમદર્દી તો એટલી બધી કરવામાં આવી અને સાફ કહીજ દીધું કે જો આપ કલકત્તામાં રહેવાનું કબુલ કરશો તો આ બધું આપનેજ હવાલે કરવામાં આવશે. જો અહીં રહેવાની નાજ પાડશો તો આપ જ્યાં હશો ત્યાં આપને દર મહીને ત્રીસ રૂપીઆ મોકલી દઇશું. બસ! હવે આદીલખાનને આથી વધારે શું જોઇએ? તેને તો પુરો ભરૂસો થઇ ગયો કે માણસ ઘણોજ લાયક છે. આ બધું જોઇ જાણી, તે ત્રીજે દિવસે ત્યાંથી પાછો ફર્યો. અને ધરમપુર આવી કલકત્તા શહેર અને મહંમદ આકીલની તારીફ દિકરી સામે કરવા લાગ્યો. હલીમાખાનમ આ બધું સાંભળીને ખુશ ખુશ થઈ ગઇ અને મી. કાબીલને જઇને વાત કહી. તે પણ ખુશી થઇ ગયા અને જલદી નીકાહ કરી લેવા આગ્રહ કર્યો. હલીમાખાનમે પોતાના ઉપરી અમલદારને રજાને વાસ્તે રિપોર્ટ આપ્યો, પણ નામંજુર થવાથી તેણે રાજીનામું આપ્યું, જે પાસ થઇ ગયું. હલીમાખાનમે મી. કાબીલને પોતાની સાથે ચાલવા કહ્યું તેથી તેમણે પણ રજાને વાસ્તે લખાણ કર્યું, પણ રજા નહીં મળવાથી, તેઓ જઇ શકયા નહીં. "હું બીજે કોઈ પણ પ્રસંગે આવીશ" એમ કહી હલીમાને વિદાય કરી. હલીમાખાનમ હંમેશના માટે ધરમપુરથી વિદાય થઈ કલકત્તે જવા ઉપડી ગઇ, તેથી તેમના વતનથી હવે હંમેશનો સંબંધ તુટી ગયો.



# પ્રકરણ ૨૨ મું.

## બકરૂં કાઢતાં ઉંટ પેઠું!

હલીમાખાનમને ગયે આજે છઠ્ઠોજ દિવસ હતો કે રાત્રે અગીયાર વાગે ધરમપુરની શહેરની તાર ઓફીસનો પટાવાળો મી. કાબીલનું મકાન પુછતો પુછતો આવ્યો અને હાંક મારી કહ્યું કે આપનો તાર છે. આ ઉપરથી મી. કાબીલ બહાર નીકળ્યા અને તારની રસીદ ઉપર સહી કરી ફોડયો કે તરતજ કલકત્તા શબ્દ ઉપર નજર પડી, તેઓ સમજ્યા કે હલીમાખાનમનો નીકાહ થઇ ગયો હશે તેનીજ ખુશખબરી આપવા આ તાર મોકલ્યો છે! ઠીક, ચાલો, સવારે આપણે પણ મુબારકબાદીનો તાર મોકલી દઇશું. એમ કહેતાં કહેતાં અંદર આવ્યો અને પોતાની ઓરતને કહ્યું કેઃ—તમારી બેહનની નીકાહનો ખુશખબરીનો તાર આવ્યો છે, તેને ફાઇલ કરો, હું કાલે તેનો જવાબ આપીશ. મીસીસ કાબીલે તારને પાકીટમાંથી કાઢી લઇને ખુશીમાં કહ્યું કે, જરા વાંચીને મને તો સંભળાવો કે કેવા શબ્દોમાં ખુશખબરી મોકલી છે! કાબીલે ટેલીગ્રામ હાથમાં લીધો ને જેવી નજર નાખી, કે તેમના હોંશજ ઉડી ગયા! આ જોઇ મીસીસ કાબીલ પણ ગભરાઇને પુછવા લાગ્યાં કે શું છે? ખેર તો છે? એવું શું જોયું કે તમે પણ ગભરાઇ ગયા? મને તો કહો? તે ઉપરથી તેમણે નીચે પ્રમાણે વાંચ્યું. "હલીમાખાનમ અને તેનો બાપ સખ્ત મુસીબતમાં, જીવનું જોખમ, ખુદાને વાસ્તે મદદ, ઘર નંબર ૧૫૬ ચોરંગી સ્ટ્રીટ કલકત્તા." હવે તો આ બન્ને જણાના દુઃખનો પારજ રહ્યો નહીં. મી. કાબીલે વિચાર કર્યો કે આ તાર ઉપરથી શું સાંકળ બાંધવી? શું બાપ દીકરી બન્ને

માંદાં થઇ ગયાં હશે? અથવા શું છે! તે કંઇ સમજમાં આવતું નથી! મામલો તો ગંભીર લાગે છે! કાલે ટ્રાફીક સુપ્રી. ને સાત દીવસની રજાને વાસ્તે તાર કરીશ, જો મળે તો ઠીક છે. મીસીસ કાબીલે કહ્યું જ્યારે તમે ત્યાં જાઓ છો તો પછી અહીંયા મારી પાસે કોણ રહેશે? બધા દુશ્મન થઇ ગયા છે, માટે બેહતર તો એજ છે કે મને પણ મારાં પીઅર મોકલી દો જેથી હવા બદલ પણ થશે, અને તબીઅત પણ સુધરશે. મારા માબાપોને પણ મળી આવીશ, અને આપ પણ મારી તરફથી બેફીકર રહીને ત્યાં મદદ કરી શકશો. મી. કાબીલે હા કહી અને તેઓ સુઈ ગયાં.

સવારમાં ઉઠતાંજ મીસીસ કાબીલે મુસાફરીની તૈયારી કરી અને મી. કાબીલે ટી. એસ. ને તાર કર્યો. ખુશ નસીબીથી રજા પણ મળી ગઇ, તેથી મીસીસ કાબીલને તેમનાં પીઅર દિલ્હી તરફ રવાના કરીને પોતે કલકત્તે જવા ઉપડી ગયા. કલકત્તા સ્ટેશનથી નીકળી સીધા ચોરંગી સ્ટ્રીટ તરફનો રસ્તો લીધો, અને ૧૫૬ નંબરનું મકાન શોધી તેમાં દાખલ થયા તો ત્યાં હલીમાખાનમ અને તેમના બાપને રડતાં દીઠાં. કાબીલને જોઇ તેમનાં ડુસકાં બંધાઇ ગયાં અને જ્યારે ઘણી વાર પછી શાંત થયાં ત્યારે કાબીલે પુછ્યું કેઃ—મામલો છે શું?

હલીમાખાનમ—અરે સાહેબ! આપે કઇ દુશ્મની કાઢી છે? ખુદા, મને કમબખ્તને મોત પણ નથી આપતો કે જેથી આ ઝગડાઓનો અંત આવેઃ

કાબીલ—મને માલુમ તો પડે કે શું છે?

આદીલખાન—અરે સાહેબ, થવાનું શું છે? બસ, એજ! કે ધરમપુરની દુશ્મનાઇ અત્યાર સુધી બંધ નથી થઇ, અને ખુદા જાણે હજુ પણ શું શું થશે!

હલીમાખાનમ—" ગભરાવાનું કંઈ કારણ નથી હું આપને હમણાંજ બધું સમજાવું છું " એમ કહી હલીમાખાનમે નીચે પ્રમાણે વાત શરૂ કીધી.

અમે આપની પાસેથી રવાના થઇ સીધા કલકત્તે આવ્યાં, અહીં સ્ટેશનપર અમને બે માણુસો મળ્યા જેમણે કહ્યું કે અમને મી. મહમદ આકીલ સાહેબે આપને લેવા મોકલ્યા છે, તે ઘણા કામમાં હોવાથી આવી શકયા નથી, તેથી માફી માગી છે. જેથી અમે તે લોકો સાથે ગાડીમાં બેસી અહીં આવ્યા. પિતાજીએ તે લોકોને પુછ્યું કે જે મકાનમાં હું ઉતર્યો હતો તે આ નથી, તેથી જવાબ મળ્યો કે નીકાહની પછી આપ લોકોને તે મકાનમાં લઈ જવામાં આવશે. આ સાંભળી અમે ચુપ થઇ ગયાં. બે દિવસ સુધી અમે એમના એમ પડયાં રહ્યાં, કોઇ આવીને એમ પણ પુછતું નથી કે તમારે શું જોઇએ છે, અથવા કોઇ વાતની તકલીફ તો નથી? ફકત કોઇ એક માણુસ આવીને ખાવાનું મુકી જતો, અથવા પેલા બે માણુસો કે જે સ્ટેશનપર આવ્યા હતા તેજ કોઇ કોઈ વખત આવી પુછતા કે કેમ કંઇ તકલીફ તો નથી ને? પણ આ ઘરના નોકરો આખો આખો દિવસ કંઇને કંઇ છાનામાના વાતો કરતા તેથી અમને શક ગયો કે આ લોકો કોઇ પણ મોટા જાલસાજીના કામની ગુફતગો કરે છે. પિતાજીએ એક બે વખત પુછ્યું કે મહંમદ આકીલ કયાં છે? મારે મળવું તો જોઇએજ ને! પણ એજ પેલા બે માણુસોએ જવાબ આપ્યો કે આટલી ઉતાવળ શું છે? તે નીકાહના બંદોબસ્તમાં ઘણા મસરૂફ થએલા છે. ખુદાની કુદરતને જુઓ! કે તે કેવી રીતે પોતાના બંદાઓને બચાવવાને વાસ્તે રસ્તાઓ બનાવે છે! આજ મકાનની નીચે એક મા અને દિકરી રહે છે. આ ડોશીનો જમાઈ અહીયાં

કોઇ મીલમાં ફીટરનું કામ કરે છે. તે ડોસીની દિકરી હામેલા હોવાથી રાત્રે તેના પેટમાં દુખવા લાગ્યું અને પેટમાં બચ્ચું આડું થઇ ગયું, તેથી તે ડોસીએ બુમો પાડીને આખા મોહોલ્લાની ઉંઘ હરામ કરી નાખી. જયારે આ વાતની મને ખબર થઈ ત્યારે મારાથી રહેવાયું નહી, તેથી હું નીચે ગઇ અને બરાબર એક કલાક મહેનત કરવા પછી બચ્ચું પેદા થયું. જોકે મને તો બાઇ કે બચ્ચાંની જીંદગીનો જરાપણ ભરૂસો નહોતો તો પણ ખુદાની મહેરબાનીથી તે બન્ને જીવી ગયાં. હવે ડોશી અને તેનો જમાઈ બન્ને મારો એહસાન માનવા લાગ્યાં, અને મારી ફીના બદલામાં પોતાની સ્ત્રીની જણસ અને છોકરીની કંઠી લાવી મારી સામે મુકી, પણ મને તેમની ગરીબ હાલત જોઇ દયા આવવાથી તેમને મેં પાછી સોંપી દીધી. આથી તે લોકો મારાથી ઘણાજ ખુશ થઇ ગયા, અને ડોશીએ મને કહ્યું, “ જયારે આપે મારી દિકરીનો જીવ બચાવ્યો છે, તો મારી પણ ખાસ ફરજ છે, કે હું પણ આપને કાંઇક પણ મદદ કરૂં.” એમ કહી મને પોતાની કોટડીમાં લઇ ગઈ અને કોઇ ન સાંભળે તેમ કહ્યું કે “બાઇ જયારે આપે અમારા જેવાં ગરિબ કુટુંબ કે જેમાં એક કમાનાર અને ચાર જણા ખાનાર છે એવા કુટુંબ ઉપર આટલો બધો એહસાન કર્યો છે, ત્યારે હું તમને આ વાત જીવના જોખમે કહું છું. જુઓ દિકરી સાંભળો, અમને ખબર તો નથી કે તમે કોણ છો? કયાંથી આવો છો? અને અહીં શા માટે આવ્યાં છો? પણ હા, એટલી તો ખબર છે કે તમે કોઇ સખ્ત મુશ્કેલીમાં પડવાનાં છો; કારણ કે આ ઘર અહીંની સોનેરી ટોળીનું છે, કે જે અહીંની બદમાશ પાર્ટીનું નામ છે. એ લોકો કોઈ અજાણ્યાને જુએ છે કે, તેને પોતાની જાળમાં ફસાવી અહીં લાવીને લૂટી લે છે, અથવા મારી નાંખી હુગલી નદીને

હવાલે કરી દે છે. જો તમારે કોઇ માણુસને મારી નંખાવવો હોય તો આ ટોળીના સરદારને મળી સો પચાસ આપવાનું કહો, પછી જુઓ કે પંદર દિવસમાંજ તેના મરવાની ખબર આવશે! આ ટોળી એટલી તો જબરદસ્ત છે કે પોલીસ પણ તેને કંઇ કરી શકતી નથી. અરે! પોલીસવાળા પણ એમના ગુલામ જેવા છે. અમો ગરીબોને શહેરમાં મકાન મ્હોંઘાં પડવાથીજ અહીં રહીએ છીએ, અને રાત દિવસ આવો તમાશો નજરે જોઇએ છીએ, પણ શી મજાલ કે જરાપણ ચું કે ચાં કરી શકીએ? નહિં તો એ લોકોને જરાપણ શક ગયો કે અમે પણ આ દુનિયામાં હતા ન હતાજ થઇ જઇએ. પણ શું કરૂં! તમારા એહસાનનો બદલો વાળવાની ખાતરજ કહું છું. આનાથી વધારે અમને કંઇ પણ માલુમ નથી, પણ જો તેમના નોકરોનેજ જરા લાંચ આપવામાં આવે તો તરતજ બધી વાત કહી દેશે. તેથી ડહાપણ ભરેલું તો એજ છે કે તેમનાથીજ પુછો. પણ ખુદાના ખાતર અમારૂં નામ લેતા નહીં. સાંભળો, રાત્રે હંમેશાં સાચવીને રહેજો અને જે ચીજ ખાવી હોય તે તમે પોતેજ લાવીને ખાજો, સબબકે આ લોકો માણુસને ચાલતાં સુધી ઝેર આપીનેજ મારી નાખે છે."

જ્યારે ડોશીની પાસેથી આ વાત સાંભળી ત્યારે મારા તો હોશ કોશજ ઉડી ગયા, અને આખું બદન ધ્રુજવા લાગ્યું. અને મોતનો ફીરસ્તો સામે તૈયારજ ઉભો ઉભો હસતો હોય એમ લાગ્યું. મારા મનમાં કહેવા લાગી કે "હલીમા તારૂં મોતજ તને અહીંયા લઇ આવ્યું છે, હવે તો તારે એક કુતરાની માફક મરવું પડશે." ખેર, તે વખતે તો ડોશીનો એહસાન માનીને ચાલી આવી, ને પિતાજીને સઘળો એહવાલ કહ્યો. તેમણે પણ જ્યારે આ વાત સાંભળી ત્યારે ગળગળાજ થઇ ગયા પણ મેં તેમને તસલ્લી આપીને કહ્યું કે તમે

ગમે તેમ કરી અહીંના નોકરોથી ભેદ લઇ લો કે આ વાત સાચી છે કે નહી ? આ ઉપરથી પિતાજીએ તેની પાસે જઈ અહીં તહીંની વાતો કરીને સાંજ પડતાં પહેલાંજ તેને પોતાનો ધાડો દોસ્ત બનાવી લીધો અને કહ્યું કે જો તમે અમારી સાથે ધરમપુર ચાલો તો તમને ત્યાંની બધી હોટેલોના ઉપરી બનાવી દઇએ, કારણકે અમે ધરમપુરના રાજાના સૈયાત છીયે. એવી વાતો કરવાથી તે બીચારો ભોળો ખીજમતગાર ભોળવાઇ ગયો, અને તેથી તેના મોંથી નીકળી ગયું કે મારી સલાહ તો એમ છે કે જેમ બને તેમ જલ્દીથી તમે તમારા વતન તરફ પાછા નાશી જાઓ, નહી તો પસતાશો, કારણકે જેની સાથે તમે તમારી દિકરીના વિવાહ કરવા આવ્યા છો તે ગોલ્ડન ગેન્ગ "(સોનેરી ટોળી) નો માણસ છે. મને એમ લાગે છે, કે તમારા કોઈ દુશ્મને તમારી ઉપર બદલો લેવાના કારણેજ તમને આમની જાળમાં ફસાવ્યા છે. આ લોકો તમારૂં કાસળ કાઢવા બદલ નક્કી કરવામાં આવેલ રકમ લઇ લેશે. પિતાજીએ તેજ વખતે તમારી ઉપર તાર મોકલ્યો. પણ મને શક છે કે આ વાતની તે બદમાશોને ખબર પણ પડી ગઇ છે. કારણકે તેજ વખતથી પેલા બે જણા પણ ગુમ થઇ ગયા છે, અને પેલા નોકરનો પણ પતો નથી. હવે ફરમાવો કે શું કરવું જોઇએ ?

કાબીલ—તો હું અહીંના પોલીસ કમીશનર પાસે જઇને આ વાત જાહેર કરી તે લોકોને પકડું છું.

હલીમાખાનમ—હેં હેં ! ખુદાની ખાતર આ વિચાર મનમાં લાવતાજ નહીં, કારણ કે તમે અહીંની પોલીસની હાલત તો સાંભળીજ લીધી છે. કદાચ આ વાત ખોટી પણ હશે તોપણ મારે તો પોલીસને જાહેર કરવુંજ નથી હવે તો અહીંથી નાશીજ

છુટવું જોઇએ, એજ મારી સાલાહ છે, અને આજે તમારે આમ કરવુંજ પડશે.

કાબીલ—જો તમારી એવીજ મરજી છે તો એમ! આપણે ક્યાં ના છે? ચાલો બીસમીલ્લાહ.

આ લોકોને પહેલી જે ટ્રેન મળી તેમાંજ તેઓ પાછાં ધરમપુર આવી ગયાં.

---

## પ્રકરણ ૨૩ મું.

### શાદી મુકર્રર થઇ!

હલીમાખાનમ કલકત્તાથી ધરમપુરમાં આવી તેજ દિવસથી તેની એક નવીજ જીંદગી શરૂ થઇ ગઇ. હવે તો તે નોકર પણ નહોતી. શહેરમાં એના દુશ્મનોએ તરેહ તરેહની અપવાઓ ઉડાવવી શરૂ કરી. કોઇએ કહી દીધું કે તેના ધણીએ જ્યારે તેનામાં ખરાબ ટેવો જોઇ ત્યારે તેને નહીં ગમવાથી હાંકી મુકી. કોઇએ કહ્યું કે એનું મન ત્યાં ન લાગવાથી ન રહી. વળી કોઇએ તો એમ પણ ઉડાવી દીધું કે તે પોતાના ધણીને ઝેર દઇને પુરો કરી આવી છે, અને તેની પાછળ વારંટ નીકળવાથી કલકત્તાની પોલીસ શોધમાં આવવાની તૈયારીમાં છે. વિગેરે, વિગેરે જેમ જેના મનમાં આવ્યું તેમ તેને ઉડાવી. કહેવત છે કે "કોઇનું ઘર બળે ને કોઇ તાપણું તાપે" તેવીજ હાલત અહીં પણ થઇ રહી હતી. વળી આ દુનિયાનો દસ્તુરજ છે કે જ્યારે કોઈ માણસ કોઇપણ જાતની મુશ્કેલીમાં હોય છે, તો તેને મદદ કરવાને બદલે ઉલટા તેની ઠઠ્ઠા બાજી ઉડાવવા લાગે

છે. વાંચનાર પણ જાણે છે કે, આવી હાલતમાં હલીમાખાનમની જેટલી વાતો ઉડાવવામાં આવે તેટલી થોડી હતી, કારણ કે ધરમપુર તેના મહેરબાનોથીજ ભરપુર હતું. જાણનાર તો જાણી ચુકયા છે કે હલીમાખાનમ ઉપર શું શું ગુજરી અને કેવી રીતે બચવા પામી. બેશક! દુસ્મનોને અફસોસ તો થયો કે શિકાર જાળમાંથી નીકળી ગયો.

હલીમાખાનમે હવે તો બીકને લીધે શહેરમાં રહેવું પણ છોડી દીધું, તેથી રેલ્વે સ્ટેશનનીજ પાસે એક મકાન ભાડે લઇ રહેવા લાગી. થોડા દિવસના મુકામ પછી જયારે કલકત્તાવાળો બનાવ મનમાંથી નીકળી ગયો ત્યારે એક દિવસ તેણે મી. કાબીલથી પુછયું.

હલીમાખાનમ—ફરમાવો હવે શું હુકમ છે? પહેલાં તો આપે મને કલકત્તે મોકલી હતી, હવે કયાં રંગુન મોકલવા ઇરાદો રાખો છો?

કાબીલ—હા, એમાં શું! કંઇ મુશ્કેલ વાત નથી. લાવો પેલી બધી અરજીઓ મને આપો. ગયે વખતે તો તમેજ પસંદગી કરી હતી, પણ આ વખતે તો મારી પસંદગીપર કામ કરો અને જુઓ કે કેમ છે?

હલીમાખાનમ—પછી એજ વાત! બસ, સાહેબ બસ, ખુદાને વાસ્તે, રસુલને વાસ્તે, દીનને વાસ્તે, અને ઇમાનને વાસ્તે હવે તો બસ કરો! આપનો હુકમ મેં બજાવ્યો છે, હવે મને કોઇ ઉપર ભરૂસો છેજ નહીં. આ જમાનો ઇમાનથી ખાલીજ થઇ ગયો છે, વફાનું નામની-શાન પણ નથી. પણ જો આપને મારો જીવજ લેવો હોય તો એમ કહો. એટલે હમણાંજ ખુશીથી તેનો અંત આણી આપું, પછી તો બસને?

કાબીલ—યા ખુદા, આવો ગુસ્સો! પણ મેં એવું શું કહ્યું કે આપ આટલાં ગુસ્સે થઇ ગયાં? ખેર, ચાલો આપજ બતાવો કે શું ચાહો છો?

હલીમાખાનમ—મેં સૌથી પહેલાં જે વાત કહી હતી તેજ વાત ચાહું છું. એમાં આપને શું નુકશાન છે? "બાત બનતી હય મેરી, તેરા બીગડતા ક્યા હય ?"

કાબીલ—સાંભળો, આપના હુકમનો ઈનકાર કરવા વાસ્તે મને બે કારણો છે. એકતો એ કે હું ગમે તે વાતે મીસીસ કાબીલનું દીલ દુખાવવા માગતો નથી. જોકે, તે સમજદાર, અને ડાહી સ્ત્રી છે, તોપણ ઇર્શાની અગ્નિ તો સ્ત્રીઓમાં મામુલી છે, અને તેથી કદાચ તે આ વાત પસંદ ન કરે, તો પછી મારા પણ એજ હાલ થાય જે બીજા ઘણાઓના થઇ રહ્યા છે. ધારો કે મીસીસ કાબીલ ડહાપણ અને હોંશીઆરીને લીધે કંઇ વાંધો ઉઠાવે નહી, પણ મારી તો આ દુનિયાના દરેક ઝગડાઓથી હવે હાથ ધોઇ લેવાની મરજી છે. કારણ કે આના ઝગડાથી પાક થયા પછીજ આકબતની સુજ પડે છે. બીજું કારણ એ છે કે, કદાચ મારા ધર્મના ફરમાન અનુસાર મારાથી તમો બંન્નેને ઇન્સાફ આપવામાં ખામી થાય તો! આ બધી વાતો ધ્યાનમાં લેતાં સાફ જણાઇ આવે છે કે, આવી ભારે ડબલ કેદથી તો બચવામાંજ ફાયદો છે. આવી હાલતમાં હું આપને કંઇપણ મદદ આપી શકું છું, અને આપીશ પણ ખરો. કારણ કે આમ મદદ આપવી એ તો ઇનસાનની અને મઝહબની ફરજ છે. બીજી હાલતમાં તો આનાથી પણ અગત્યની ફરજ થઇ જશે, અને કદાચ આવા નાના ઝગડાઓમાં ફસાઇ જવાથી હું મારી મોટી ફરજ પણ ભુલી જાઉં!

હલીમાખાનમ—તો શું આપ ફકીરી લેવા ચાહો છો?

કાબીલ—હા, ફકીરી લઇને દુનિયાદારોની ખીદમત કરવાની ઉમ્મેદ રાખું છું, પણ તેમનાથી દુર નાશવાની તો નહીજ!

## એબાદત બેહ અઝ ખીદમતે ખલ્ક નીસ્ત.

અમારા રસુલે ખુદા સ. અ. વ. પણ એમજ ફરમાવે છે કે બધાથી સારો માણુસ એજ છે કે જેના હાથથી વધારે માણસોને ફાયદો પહોંચ્યો હોય. અમારા બુજુર્ગો અને વલી અલ્લાહોની લાઇફ પણ એમજ કહે છે કે, તેમની આખી જીંદગી, મખલુકના આત્માની, તરક્કીની પાછળ ગુજરી ગયેલ છે અને કમ્મલ ઓઢીને એમણે એવાં એવાં કામો કરી બતાવેલ છે, કે જેવાં કામ આજકાલ કોઇપણ રીફારમરથી થવાં મુશ્કેલ છે.

હલીમાખાનમ—બસ બસ ! આવી જાતના ફકીરની તો હું લોંડીજ થઈ જવાની. કોમની ખીદમત કરવા માટે તમને એક મદદગારની તો જરૂરત પડશેજ, તો આપ મને પોતાની મદદગારજ સમજી લો, પછી કંઇ?

કાબીલ—જો એમ છે તો પછી આપના કરતાં કોઇ પણ માણુસની તરફથી વધારે મદદ મળે એમ મને આશાજ નથી. મારા મીશનને આપની એટલી જરૂર છે કે, જેટલી ઇશાઅતે ઇસ્લામને વાસ્તે હજરત ખદીજતુલ કુબરાના માલની અને હજરત આયેશા સીદ્દીકાના ઇલ્મની હતી.

હલીમાખાનમ—તો હું આપને ઇમાનથી કહું છું કે મારો પણ હવે આવીજ જીંદગી ગાળવાનો ઇરાદો છે. જેમ આપે મારી આંખો ઉઘાડી તેમજ હવે આ મારા માટીના ખોળીઆને બીજાને ઉપયોગી બનાવી દો, કે જેથી આપને સવાબ મળે અને હું કંઇપણ થોડું ઘણું લઇ કયામતને દિવસે ખુદા આગળ જાઉં.

હવે આપનો મીસીસ કાબીલવાળો સવાલ બાકી છે. તેની તો હું પોતેજ જવાબદારી લઉં છું. મને પુરી ખાત્રી છે કે તે કદી આ વાતને ટાળશે નહી. લ્યો, હું હમણાંજ એક કાગળ લખી આપું છું,

જો આપ તેમને મોકલાવી દેજો. અફસોસ તો એજ થાય છે કે તેઓ અહીંઆં હાજર નથી, નહીંતો આ ખટપટનો અંત ફક્ત મોઢેજ થઇ જાત.

હલીમાખાનમે જે કાગળ મીસીસ કાબીલ ઉપર મોકલ્યો તે નીચે પ્રમાણે હતો:—

પ્યારી મેહેરબાન બેગમ મીસીસ કાબીલ સાહેબ જોગ,

સલામ સાથે અરજ કે અત્રે ખુદાની મહેરબાનીથી સર્વે ખુશીમાં છીએ. અરજ કરવાની કે, ખુદાની મહેરબાનીથી આપ મી૦ કાબીલ જેવાની અર્ધાંગનાં થએલાં છો તેથી આપને મગરૂર થવાનું પુરતું કારણ છે. આપ કેળવણીમાં પણ કંઇ પછાત નથી તેથી આપને ઇસ્લામના ઇતીહાસથી પુરી માહીતગારી હશેજ, કે આપના બુજ્રુર્ગોમાં એવી એવી બીબીઓ થઇ ગઇ છે કે જે ત્રણ ત્રણ ફાકાની મુસીબત ખેંચ્યા પછી પણ જ્યારે ભાણા ઉપર બેસતી, અને કોઇ સવાલીનો સવાલ કાને પડતો, કે તરતજ પોતે તેનું તેજ ભાણું પેલા સવાલ કરનારને હવાલે કરી દેતી. આપની નસોમાં પણ એમનુંજ લોહી વહ્યા કરે છે, અને ખરેખર તેમનુંજ લોહી છે, એવી મારી પુરી ખાત્રી છે, તો પછી હું પણ પુરી હીંમતથી કહું છું કે મારી અરજ પણ નકામી જશે નહીં. મારા આ સવાલથી આપ અજબ થશો અને કહેશો કે મારી પાસે કંઇ ધન દોલત નથી કે હું આપું. હું ધન દોલત નથી માગતી, પણ મારી આ ટુંકી અને નકામી જીંદગી આપની ખીદમતમાંજ ગુજારવા માગું છું. ફરમાવો, શું કંઇ સમજમાં વાત આવી ? જો ન સમજ્યાં હો તો હું ખુલ્લેખુલ્લું સમજાવું છું. જે મન ઉપર આપને પુરેપુરો કાબુ છે, તેજ મનનો એક જરાક સરીખા ભાગનો હું સવાલ કરૂં છું. લ્યો, હવે સમજ્યાં નહી ? જોકે

આટલેથી પણ ન સમજ્યાં હો તો હું આપને સારી રીતે સમજાવવાની કોશીશ કરૂં છું. જે મગરૂરીનું કારણ ખુદાએ આપને મુબારક કર્યું છે તેનીજ ખેરાત હું માગું છું. હવે ખુલ્લાજ શબ્દોમાં ભીખ માગુંછું અને તે એજ કે:—આપના નેક કાબીલ સાહેબની ખીજમતનો મને પણ લક્ષાંસ હીસ્સો આપશો. ઓહો! મારો ખુદા ગવાહ છે, કે કેટલું ડરતાં ડરતાં આ શબ્દો કલમ દ્વારા નીકળ્યા છે, તે ડર કંઇ આપનો નથી પણ ફક્ત એજ ડર લાગે છે કે રખેને આ શબ્દોથી આપના કોમળ હૃદયપર કંઇ બુરી અસર થઇ જાય! પણ નહી, આપની ઉપર પુરો ભરૂસો હોવાથીજ આ સવાલ કર્યો છે. ખુદાની ખાતર આપ ગભરાશો નહી. આપને આ વાતથી કંઇપણ અડચણ આવવા દેવાની નથી. ફક્ત એટલુંજ કે જો આ વાત મંજુર થઇ જશે તો મારી જીંદગી સુધરી જશે. બ્હેન, તમારાથી શું ખાનગી છે? આપને કયાં ખબર નથી કે મારી ઉપર કેવી કેવી આફતો આવેલી છે અને ખુદાને ખબર કે ભવિષ્યમાં પણ શું શું થશે! ફક્ત આજ વિચારથી મારૂં દીલ કંપી ઉઠે છે. હવે તો મને એકજ રસ્તો સુજ્યો છે અને તે એજ કે આપનાંજ ચર્ણોમાં આ જીંદગીના બાકીના દિવસ કાપું. કાબીલ સાહેબ પહેલાં તો આ વાતની રજા આપતાજ નહોતા, પણ હમણાં બે શરતે રાજી થયા છે, તેમાંની પહેલી તો એજ કે જો આપ હુકમ આપો તોજ. બીજી એ કે મારાથી મરજીમાં આવે તે કામ ઇસ્લામને વાસ્તે લે. આપની રજાની ઉમેદ તો આપના બુજુર્ગોની સખાવતનાં દફ્તરોએજ આપેલી છે. બાકી રહી ઇસ્લામની ખીજમત! સુબહાનઅલ્લાહ, એવું મારૂં નશીબ કયાંથી કે મને નજાતનો આવો સારો રસ્તો મળે!

જવાબની રાહ જોનાર,
હલીમાખાનમ.

વાંચકો, હવે આપણે મીસીસ કાબીલ તરફ વળીને જોઇએ કે તે દિલ્હીમાં શું કરી રહ્યાં છે? દિલ્હીમાંતે ચાંદની ચોક પાસે રહે છે, અને જેવી રીતે મી. કાબીલને પોતાની કોમની ઉન્નતીનો ખીયાલ રાત દિવસ રહેતો હતો, તેવીજ રીતે મીસીસ કાબીલને પણ હતો. તેઓ આજે સવારે ઉઠી નમાજ પઢયા બાદ કુરાનની તીલાવત કરી, થોડો નાસ્તો લઇ, પોતાની ખાનગી લાયબ્રેરીમાં આવી **અરબનો ઈતીહાસ** લઈ વાંચવા બેઠાં. ટેબલ ઉપર મુસલીમ ગાઇડ, અને **રસુલે અરબી** પણ પડેલાં નજરે પડતાં હતાં, કે જેથી સાફ જણાતું કે આ બે ચોપડીઓ પણ તેઓ વાંચતાં હતાં. બંન્ને બાજુએ કબાટોમાં ચોપડીઓ ઘણીજ સારી રીતે ગોઠવેલી હતી. તેમાં પણ ખાસ કરીને ઉરદુ અને ફારસી લીટરેચર વધારે હતું. આ લાયબ્રેરીમાં પાંચ છ ખુરશીઓ હતી, જે ઘણીજ સફાઇથી ગોઠવેલી હતી. મીસીસ કાબીલ બારીની પાસે પડેલી ખુરશી પર જઇ એવી રીતે બેઠાં કે વાંચતી વખતે અજવાળું તેમની પાછળથી આવી ચોપડીપર પડે. તેમણે વાંચતાં વાંચતાં ૨૭ મે પાને હજરત ઉમર ૨૦ ની ખીલાફતનો એહવાલ વાંચ્યો કે દીલ ભડકી ઉઠયું અને ચોપડી હાથમાંથી મુકીને કહેવા લાગ્યાં "ઓહો! જે કોમ આટલી બધી વધી ગઇ હતી, અને જેનાથી આખી દુનિયાની વસ્તીએ તરક્કી કરી છે તેજ આજે આવી દયાજનક હાલતમાં છે! અફસોસ! શું આ કોમ પોતાની અસલી હાલતપર નહીજ આવે? એમ! નાના, આવશે, આ દુનિયામાં શું અશકય છે! જો અમારી કોમનો દરેક માણસ પોતાના દીલમાં કોમની લાગણી ધરાવે તો જરૂર તેની જોતજોતામાં તરક્કી થઇ જાય. સંપ જે ચાહે તે કરે છે, પણ અમારામાં તો સંપજ નથી! જ્યાં જરા કેળવણી લીધી કે અમણુના

દુશ્મન થઈ બેઠા, અથવા આપણીજ જાતવાળાનું ખોદણું ખોદવા વળગી ગયા ! ખાસ નેમ એજ કે અમારો કકકો બધા ભણે. ( થોડીવાર વિચારીને ) સાચા હમદર્દો તો છાનામાના પણ ઘણીજ ફતેહમંદ રીતે મદદ કરી શકે છે ત્યારે લાવને હું પણ તૈયાર થઇ જાઉં ! અરે હું એકલી શું કરી શકવાની હતી, ખુદાએ જો આજે મને મર્દ બનાવી હોત તો કંઈ કરી પણ શકત ! ખુણામાં આખો દિવસ બેસી રહેવું અને ત્યાંજ ખુણામાં કોમની ઉન્નતીનો પાઠ ભણવો, એથી શું ફાયદો ! જો મારી મદદમાં હલીમાખાનમ આવે તો અમે બે મળીને કંઇ પણ કરી શકીએ ખરાં". એવામાં ટપાલ-વાળે આવીને મીસીસ કાબીલનો કાગળ બહાર મામાને આપ્યો. મામાએ લાયબ્રેરીમાં મીસીસ કાબીલને કાગળ આપ્યો. જ્યારે ઉઘાડીને વાંચ્યો ત્યારે તેના ચેહરા ઉપરથી કોઇ એમ કહી શકતું નહોતું કે તે, ગુસ્સામાં છે કે દીલગીર છે કે ખુશીમાં છે !

વાંચકો. આ એજ હલીમાનો કાગળ હતો જે કાગળને બે ત્રણ વાર વાંચ્યા પછી તેને વિચાર આવ્યો કે બે ચાર સ્ત્રીઓની સલાહ લઇએ ! પણ પાછું મનમાં એમ આવ્યું કે આ અભણ અબળાઓની અકલ કેટલી ! તેઓ તે આ વાતને સાફ ના કહેશે. હમણાંજ હું જે બાબત વિચાર કરતી હતી, તેનેજ માટે ખુદાએ આ કાગળ મોકલ્યો છે, એટલે ચિન્હ તો ઘણુંજ સારૂ દેખાય છે. ચાલો, આ વાત પણ મંજુર છે, એમ કહીને ટેબલ તરફ દોડી ગઈ અને કલમ હાથમાં લઈ નીચે પ્રમાણે જવાબ લખી કાઢ્યો.

પ્યારી બ્હેન,

આપનો કાગળ મળ્યો. માલુમ થાય છે કે આપની મેડીકલ કોલેજમાં ડાકતરી શીખવવા ઉપરાંત જાદુ પણ શીખવાડવામાં આવે

છે. સબબકે આપના આ પ્યારના કાગળે, જેને મારે તો જાંદુનો કાગળ કહેવો પડે છે. તેણે મારા મનપર એવી તો ઉંડી અસર કરી કે ધન દોલત તો શું ! પણ મારૂં કાળજું કાઢીને આપી દઉં છું. બેહેન, તમે વાસ્તો પણ એવોજ આપેલ છે કે હા કહેવાથી મારા નાનાની ઉમ્મતની ખીદમત થઈ શકે છે. મારૂં તો હ્રદય પીગળી ગયું. ખુદા જાણે છે, કે મને હમણાં એમજ થઇ રહ્યું છે કે જો મારી હજાર જાનો હોય તો પણ હમણાં સદકે કરી દેવામાં જરાપણ :આનાકાની નજ કરૂં. મારાં એવાં નશીબ ક્યાંથી કે હું મારા નાનાની ઉમ્મતની ખીદમત કરવામાં મદદગાર થાઉં. બેશક, કાબીલ સાહેબને કોમની ખીજમત કરવાની લેહ લાગી છે, તો જરૂર તે કંઇ ને કંઇ કરી બેસસે. આપણે બન્ને સાથે મળીને તેમને મદદ દઇએ તો કેટલો ફાયદો થાય ! અને તેમની હીંમત કેટલી બધી વધે ? તમે તો મારા કરતાં કેળવણીમાં ઘણાંજ આગળ વધેલાં છો અને તમે ઇસ્લામી આલમને હજારો રીતે મદદ કરી શકો છો, પણ હું તો કશા કામની નથી. એટલું તો છેજ કે તમારા મળવાથી બે એકડે અગીયાર થઇ જઇશું. હું જે કામ એકલી કરી શકતી નહોતી તે હવે સારી પેઠે કરીશ. બ્હેન, કાબીલ સાહેબે શરમને લઇ મને આ બાબત નથી લખ્યું, તેથી તેમની મોટી મહેરબાની થઇ છે. આજકાલ કુટુંબના જવાનીઆઓને જુઓ કે તેઓ શું કરી રહેલા છે ! તેમની બીબીઓ પોતાનાં માથાં કુટે છે, એમના જેવુંજ મી. કાબીલે કર્યું હોત તો હું શું કરી શકત ! બેશક, હું ખુદા પાકનો શુકર કરૂં છું કે ખુદાએ મને આવા એક શરીફ માણસને હસ્તક સોંપી છે, અને મારી બધાથી મોટી ફરજ એજ માનું છું કે, જેમાં તે રાજી હોય તેજ મારે કરવું. જેમાં તેમની ખુશી તેમાં મારી પણ ખુશી હોવીજ જોઇએ. હું એમને

આજને આ એક જુદો કાગળ મારા તરફથી લખું છું જેમાં હું આપની ઘણાજ જોશથી શીફારશ કરીશ. દુઆ કરૂં છું કે ખુદા આપણા બન્નેની જીંદગી બીજાઓને ધડો લેવા સમાન બનાવે અને દુનીઆની કહેવત “ એક ઘરમાં બે સ્ત્રીઓ રહી ન શકે ” એને જુઠી પાડી મરતાં સુધી કોમની ઉન્નતીના કામમાં લાગીએ. મને આશા છે કે એવુંજ થશે, કારણકે આ વાત ખુદાએ ખાસ બનાવી છે. વળી વધારામાં અમારા બંન્નેમાં કેળવણી છે.

લી૦ આપને મળવાને આતુર

મીસીસ કાબીલ.'

મીસીસ કાબીલે હવે બીજો કાગળ મી. કાબીલને લખ્યો તે નીચે મુજબ હતો.

વહાલા,

હલીમાખાનમનો કાગળ મને આજે મળ્યો, જેને વાંચવાથી હું આપનીજ તરફથી આવેલો લેખું છું. અફસોસ તો એજ થાય છે કે આપે મને બીજી કેટલીક સ્ત્રીઓ જેવી નાલાયક ગણી કે જેઓ પોતાની મનોવૃતી આગળ, પોતાના ભરથારને જરાપણ ગણતી નથી. આપ જે કામ કરવા ચાહો છો, તે કંઈ નવું નથી કારણકે આપની નીયત સાબીત અને સાચી છે. દુનિયાદારી મુબાદત છે, તેથી હું તેમાં આડે આવીને શા માટે મારી આકેબત બગાડું ! આતો શું ! પણ જો આપ એવું કામ કરવા ચાહત કે જેથી મારી જીંદગી ભયમાં હોત તો પણ મારે ખુશી થવું જોઇતું હતું, આ કામ જે આપે કરવા ધાર્યું છે તેમાં તો આપણી કોમની ભલાઈ સમાએલી છે, તેથી મારે શા માટે ના કહેવી જોઇએ ! હલીમાખાનમ જેવી હુન્નરમંદ સ્ત્રી જેની બરાબરી હમણાં આપણી કોમમાં સારા સારા

માણસો પણ કરી શકતા નથી તે સ્ત્રીને આપે પરધર્મીઓના પંજામાંથી બચાવી છે. જો તે અમારી સાથે મળીને ખંતીલાઇથી કામ કરવા લાગશે તો કેટલો બધો ફાયદો પહોંચશે, તે વિચારો. વળી આપને સ્ત્રી કેળવણી તરફ કેટલી બધી દીલસોજી છે, તે પણ હું જાણું છું. સ્ત્રીઓનું કામ તો સ્ત્રીઓથીજ સારી રીતે થઇ શકે છે, તે પણ આપનાથી છુપું નથી. આપની સલાહ અને વીચારોની સાથે અમે બંન્ને મળીને કામ કરવા રાજી છીએ. હું આપને સાચા દીલથી–ખુશીથી રજા આપું છું. અરે! જુસ્સાની સાથે શીફારશ કરૂં છું કે આપ આ નેક કામમાં કોઇની પણ સલાહ લીધા વગર એકદમ બીસમીલ્લા કરીને મજહબી રસમ અદા કરી મને ખુશાલીની ખબર મોકલાવજો, અથવા મને હુકમ ફરમાવજો કે હું જાતે હાજર રહીને મારા હાથેજ બધી વાતનો બંદોબસ્ત કરૂં.

આપની વહાલી

ખાતુન.

આ કાગળ મળવાથી હલીમાખાનમ અને મી૦ કાબીલને સંતોષ થઇ ગયો. એ બન્નેની શાદી થઇ જવી જોઇએ એ વિચારનો સંતોપકારક રીતે નીર્ણય થઈ ગયો. મી૦ કાબીલે એક કાગળ દિલ્હી લખીને મીસીસ કાબીલને બોલાવવાથી તે પોતે અહીં આવી અને આ કામમાં મદદ આપી પુરૂં કીધું. એટલે જે વાતોના હમણાં સુધી ઝગડા હતા તે દુર થઇ ગયા. હલીમાખાનમ અને મી૦ કાબીલની શાદી સરિઅત પ્રમાણે ઘણીજ સાદાઇથી થઇ ગઇ.

આ વખતે હલીમાએ પોતાના બેઉ હાથ ઉપાડી ખુદાપાકની હજુરમાં દુઆ ગુજારી કેઃ–" અય પાકપરવર ! મારી જે ઉમેદ હતી તે તેં આજે પુર્ણ કરી !"

હવે મી૦ કાબીલને લાગ્યું કે નોકરીમાં રહીને પબ્લીક લાઇફ અખત્યાર કરવી એ ઘણીજ મુશ્કેલ છે, માટે હવે આપણે નોકરીને છેલ્લી સલામ કરવી જોઇએ. આ વાતની હલીમાખાનમથી સલાહ લેતાં તેણે પણ પસંદગી દેખાડી અને નોકરી છોડવાનું મુકરર થયું પણ એવો મનસુબો કર્યો કે આપણે બધાએ સાથેજ રહેવું. મી૦ કાબીલ અને હલીમા પબ્લીક લાઇફમાં અને મીસીસ કાબીલ ઘરના બંદોબસ્તપર મુકરર થઇ ગયાં. પબ્લીક લાઇફ બદલ હલીમાખાનમ ડાકતરી કરીને કંઇ થોડું કમાય એ પણ મુકરર થઇ ગયું. કારણ કે પોતાની મોહતાજી દુર કર્યા વગર બીજાની હાજત કેમ પુરી કરી શકાય! કાબીલને આ સલાહ પસંદ પડવાથી, પોતાના દોસ્તોની સલાહ લેવા લાગ્યા. શેખ અબદુલ્લાહ સાહેબ બી એ. એલ. એલ. બી. જે મોહમેડન એજ્યુકેશનલ કોનફરન્સના સેક્રેટરી હતા. તેમને અલીગઢ મુકામે કાગળ લખ્યો. તેના જવાબમાં તેમણે એવી સલાહ આપી કે મી૦ કાબીલ અલીગઢ આવીને શહેરમાં એક મેડીકલ હોલ અને દવાખાનું ખોલે, અને લેડી ડાકટર હલીમાખાનમને ઝનાના સ્કુલની એડવાઇઝર બનાવવામાં આવશે. તેમનું કામ ખાસ કરીને છોકરીઓની તંદુરસ્તી જાળવવાનું રહેશે. આ કામ માટે તેમને પગાર આપવામાં આવશે અને મી૦ કાબીલને કોનફરન્સ અથવા કોલેજ તરફથી મન પસંદ કામ સોંપવામાં આવશે.

અંજુમન હીમાયતુલ ઇસ્લામના સેક્રેટરીએ લખ્યું કે જો લેડી ડાકટર સાહેબ હીમાયતુલ ઇસ્લામમાં રહીને કોમની ખીદમત કરવા માગતાં હોય તો તરતમાંજ તે અહીંની દારૂલતયામી ડીસપેનસરી (ઇસ્પીતાલ) નાં ઇનચાર્જ નિમવામાં આવશે, અને જગ્યા ખાલી પડવાથી તેમને ઝનાના યતીમખાનાનાં સુપ્રીન્ટેન્ડેન્ટનો ચાર્જ આપ-

વામાં આવશે. મી૦ કાબીલ હીમાયતુલ ઈસ્લામના કોઇપણ ડીપાર્ટમેન્ટમાં પસંદ હોય તે કામ કરે.

મોલાના હાફીઝ એહમદુલ્લાહ સાહેબ ઓનરરી સેક્રેટરી મદરસએ અલ હયાત કાનપુરની સલાહ માગતાં તેમણે નીચે પ્રમાણે જવાબ મોકલ્યો હતો.

મહેરબાન મી૦ કાબીલ.

અસ્સલામો અલયકુમ—આપનો પત્ર મળ્યો, જે વાંચવાથી બધી હાલત માલુમ થઇ ગઇ, તેથી હું મુબારકબાદી આપું છું અને ખુદા પાકની દરગાહમાં દુવા કરૂં છું કે આપના મનમાં જે કોમની ખીજમત કરવાનો શોખ થયો છે, તે બધાં જલદી પુરાં થાય. અરજ કરૂં છું કે અમારો ગરીબ મદરસો પણ આપ જેવા દીનના નામપર મરનારાના મ્હોં સામે જોઇ રહ્યો છે. અમારી પાસે લાખોનું ફંડ અથવા હજારોની જાગીર નથી, કે કોઇ રાજ્ય તરફથી મદદ પણ મળતી નથી. પણ અમારી ઉમેદો મોટી અને સાચી નીયત છે. જો મદરસએ અલયહાત પોતાનાજ માણસોની હીંમતથી સારા પાયાપર ચઢી જશે, તો હું આપને ભરૂસાથી કહું છું કે આખા હીંદુસ્તાનમાં આ સંસ્થા જેવી આપણી કોમની એક પણ સંસ્થા મળવી મુશ્કેલ થશે. અમારા વોલંટીયરો ઇલ્મ અને ફઝીલતનાં હથીઆર કાંધપર લઈ બધી ઇન્સટીટ્યુશનોનો પહેરો ભરશે, અને દુશ્મનોના હુમલાઓથી સૌને બેફીકર કરી દેશે. આપ જુઓ છો કે જ્યાં સુધી પરધર્મીઓના નાલાયક હુમલાઓના જવાબ એમનીજ માફક નફટાઇથી આપનારા અમારામાં પેદા નહી થાય ત્યાં સુધી બીજું કામ કરનારાઓને ચેનથી બેસવાનું પણ મળશે નહી. અમારા મીશનની ફક્ત બે મનશા છે, પહેલી તો એ કે, ઇસ્લામના દુશ્મનોને જવાબ આપવાને વાસ્તે સારા આલીમો તૈયાર કરવા

જે ફક્ત આપણીજ ફીલોસોફીથી નહી બલ્કે બીજાની પણ ફીલોસોફીને પુરતા ધ્યાનથી વાંચે કે જેથી તેમના સવાલનો જવાબ અપાય એટલુંજ નહી પણ તેમનીજ ફીલોસોફી ઉપરથી તે લોકોને કેવી રીતે શરમીંદા બનાવવા તે સારી રીતે સમજી શકે.

બીજી મનશા એ છે કે આજ આલીમોથી અમે ઇસ્લામનો ફેલાવો કરવા માગીએ છીએ, તો શું આપ નથી જાણતા કે આને વાસ્તે એક ઝનાના બ્રાન્ચની જરૂર છે! આમને ડાકટર સાહેબ શીવાય બીજી આવી કાબેલ સ્ત્રી મળવી મુસ્કેલ છે. પહેલાં તો મુસલમાનોમાં આવી ચીજ કયાંથી? અને જો હોય તોપણ તેઓ મહેલોમાં પોતાના ભરથારોના ખાસ લાડ ચાહમાં હશે. તેમને એવી શું ગરજ છે કે પોતાનું આવું સુખ છોડીને નકામી માથા ફોડી કરે? હવે ઉપરની બાબત ધ્યાનમાં લઇ આપ પોતેજ ફરમાવો કે આપનું લેડી ડાકટર સાથે પધારવું, કેટલી મોટી ઉમેદ આપનાર છે? હવે આપની ખોરાકી બાબતનો સવાલ લઇએ, પણ આપતો જરા પણ પગાર માગતા નથી, તેથી મદરસાના લાગતા વળગતાઓની એવી ઇચ્છા છે કે કાનપુર શહેર મોટું હોવાથી ત્યાં ફક્ત ડાકટરની પ્રેકટીસથીજ પુરૂં થઇ રહેશે. અલીગઢ અને લાહોર તો પોતાનું કામ સારી રીતે ચલાવે છે. પણ કાનપુર તો આપની દયા ઉપર ટકી રહેલ છે, તો મોહતાજ તરફ બેદરકારી બતાવી ભરતામાં ભરવું. શું એ સખાવત છે? અમારી તો એજ ખુશી છે કે આપ એકદમ અહીયાં પધારી અમારા મીશનમાં જીવ નાખીને મસીહાનો ઇલકાબ લઈ લો, પછી તો આપ મુખત્યાર છો.

આપનો એહમદુલ્લાહ

મદરસએ અલહયાત કાનપુર

આ બધા કાગળો મી૦ કાબીલ, મીસીસ કાબીલ, અને હલીમાખાનમે ધ્યાનથી વાંચીને એવા નિર્ણય ઉપર આવ્યા કે બધાએ કાનપુર જવું, અને ત્યાં રહી કોમની ખીદમત કરવી.

મી૦ કાબીલે એક વરસની રજાને માટે રીપોર્ટ કરી. રજા મેળવી પાંચ કે છજ દિવસમાં કાનપુર તરફ ઉપડી ગયા.



## પ્રકરણ ૨૩ મું.



### જીંદગીનો ઉત્તમ નમુનો.



આપણો હીરો કાનપુર પહોંચ્યા બાદ મી૦ હાફીઝ એહમદુલ્લાહે મદરસએ અલહયાતમાં તેના લાગતા વળતાઓની જનરલ મીટીંગ બોલાવી જેમાં ઘણાજ સારા સારા લોકોએ હાજરી આપી. ( અહીયાં જગા સંકોચને લીધે તેમનાં નામો લખાયાં નથી. ) ઘણો વાદવીવાદ ચાલ્યા બાદ નીચેના રેઝોલ્યુશન પસાર કરવામાં આવ્યા હતા.

૧ અત્યારે તરતને વાસ્તે અમે લોકો મદદ આપીને લેડી ડાકટરને એક મેડીકલ હોલ ખોલી દઇ આખા શહેરમાં ખબર છપાવીને જાહેર કરી દઇશું કે પરદેનશીન સ્ત્રીઓ માટે એક સારી હોસપીટલ ખોલવામાં આવી છે. જે સ્ત્રી ત્યાં જઇને પોતાની દવા કરાવશે તેની પાસેથી ફક્ત દવાનીજ કીંમત-ચાર્જ કરવામાં આવશે, પણ જે સ્ત્રીઓ અહીંની ડાકતરણીને ઘેર બોલાવશે, તેમની પાસેથી દવા ઉપરાંત ડાકટરની ફી પણ વસુલ કરવામાં આવશે. નાદાર અને ગરીબ સ્ત્રીઓ પોતાને ઘેર

મફ્ત બોલાવી શકશે. વળી ગરીબ પરદેનશીન સ્ત્રીઓ મેડીકલ હોલ-માંજ રહીને મફત દવા કરાવી શકશે. અને તેમને ખોરાક પણ મફ્ત આપવામાં આવશે. આ ડીસપેનસરીથી દરેક કોમ ફાયદો ઉઠાવી શકશે.

૨ એક ઝનાના યતીમખાનું ખોલવું. જેમાં છોકરીઓને ફક્ત મઝહબીજ કેળવણી અલહયાતના કાનુનો મુજબ આપવામાં આવે. કે જેથી આ છોકરીઓ કેળવણી લીધા બાદ મીશનરીઓની માફક ઘેર ઘેર ફરીને પરદાનશીન છોકરીઓને ભણાવે અને જ્યાં મદદની જરૂર હોય ત્યાં મદદ પણ કરે.

હમણાં તો મેડીકલ હોલનું ફંડ અમે લોકો કરજે હસના તરીકે મી. કાબીલને આપીશું, પણ જ્યારે આ હોલ સારા પાયાપર આવી જાય ત્યારે તેમણે તે રકમ અમને અથવા મદરસએ અલહયાતને આપી દેવી.

૩ મદરસએ અલહયાતનો કોર્સ લેડી ડાકતરે ભણીને પાસ કરવો જોઇએ, જેથી જનાના મદરસાની લેડી સુપ્રીન્ટેન્ડેન્ટની જગો આપવામાં અમારી કમીટીને કોઇ જાતનો વાંધો આવે નહી.

૪ મી. કાબીલને તેમની જગ્યાનું રાજીનામું અપાવી દઇ મદરસો તેમને સોંપી દેવો.

આટલા રેઝોલ્યુશન પસાર કરવા બાદ કમીટી બરખાસ્ત થઇ ગઇ.

થોડા દિવસમાંજ પંચ બાગના મોહોલ્લામાં મદરસએ અલહયા-તની પાસે એક ખુબસુરત બંગલો, જેની સામે સુંદર બગીચો પણ હતો, તે ભાડે લઇ લેવામાં આવ્યો. આ બંગલામાં મેડીકલ હોલ ખોલી તેમાં જોઇતી દવાદારૂ, અને બે મુસલમાન સ્ત્રી કંમ્પાઉન્ડર્સને રાખ-વામાં આવી. આ દવાખાનામાં ફકત સ્ત્રીઓ નેજ નોકર રાખવામાં

આવી હતી, કે જેથી મુસલમાનોની પરદા સીસ્ટમને કંઈ ધકકો ન પહોંચે. શહેરમાં આ હોલની ખબર પડતાંજ એકદમ દરદીઓનો દરોડો શરૂ થયો.

મી. કાબીલનું રાજીનામું પણ પાસ થઇ ગએલું હોવાથી તે મદરસએ અલહયાતમાં જોડાઈ તેનું ફંડ વધારવામાં બનતી કોશીશ કરવા લાગ્યા. કાનપુર જેવા મોટા શહેરમાં આવો એક પણ મેડીકલ હૉલ ન હોવાથી, ત્યાં ઘણીજ અગત્યની જરૂરત હતી, એવામાં હલીમાખાનમ જેવી હુશીઆર લેડી ડાકતરની દેખરેખ નીચે આ હોલ ઉઘડવાથી, સવારથી સાંજ સુધી હલીમાખાનમને એક મીનીટની પણ ફુરસત મળતી નહી. આખો દિવસ તેમને લઇ જવા માટે ગાડીઓ ઘરના દરવાજા પાસે હાજરજ જોવામાં આવતી. આવા વખતમાં હલીમાખાનમના હાથે એક બે પૈસાદાર ભયંકર દરદીઓ સાજા થઇ ગયા તેથી તેને એટલું બધું ઇનામ મળ્યું કે તે ભવિષ્યની ફીકરમાંથી મુકત થઇ ગઈ. આ રકમનો થોડો ભાગ મદ્રેસાના પ્રેસીડેન્ટ હાફીઝ મહંમદ હલીમ સાહેબે પોતાના વેપારમાં રોકયો અને તેમાં જે નફો મળતો તે હલીમાખાનમને મળતો. તેથી આવી રીતે આ ત્રણેનું ગુજરાન સારી રીતે ચાલવા લાગ્યું.

હલીમાખાનમ સવારે વહેલાં ઉઠી, નમાઝ વજીફાથી પરવારી, હોસ્પીટલમાં જઇ, ઇન્ડોર પેશન્ટો (દવાખાનામાં જે દરદીઓને રાખે છે તે) ને તપાસતી અને દરેકની ફરીયાદ પુછી, જરૂર હોય તો દવા બદલી દરેક વાતનો બંદોબસ્ત કરતી. અહીંથી પરવાર્યા બાદ પોતે, દવા લેવા માટે જે દરદીઓ આવેલા હોય તેમને જોઇ તપાસી દવા લખી આપી, અડધા કલાક સુધી તેમની સમક્ષ ઇસલામ અને તેની ખુબીઓ ઉપર લેકચર દેતી. જેમ દરદીની રોજ દવા બદલતી તેમ લેકચર પણ રોજ નવાં

નવાં આપી સાબીત કરી બતાવતી કે ઇસ્લામ સ્ત્રીઓ સાથે જેટલી ઇન્સાફીથી વરતે છે, તેવું તેના મુકાબલામાં બીજા ધર્મો જરાપણ કરતા નથી. વળી પોતે લેક્ચરમાં દાખલા દલીલો ઘણી કરતી, તેથી દરદીઓને એવું સારૂં લાગતું કે તેઓ પોતેજ તેમને લેક્ચર આપવા આજીજી કરતા.

આ કામથી પરવાર્યા બાદ પોતે ગાડીમાં બેસી શહેરમાં એવા દરદીઓને જોવા જતી કે જે કંઇ કારણસર હોસ્પીટલમાં આવી શકતા નહોતા. થોડાજ દિવસમાં હલીમાખાનમે પોતાની ફી માફ કરી દીધી. જો કોઇ પૈસાદાર કંઇ ઇનામ દેવા વધારે દબાણ કરતો તો તે લઇને મદ્રેસાના ફંડમાં ઉમેરી દેતી. હમદર્દીના જોશ અને સાફ નૈયતે એવો તો રંગ બેસાડયો કે હલીમાખાનમ જ્યાં ગાડીમાં બેસી શહેરમાં આવતી કે મોહોલ્લાની શરિફ સ્ત્રીઓ તેમને જબરદસ્તીથી આજીજી કરીને થોડીકવાર પણ મુલાકાતનો લાભ આપવા કહેતી.

દવાખાનાનું કામ તો એટલું બધું વધી ગયું કે, સ્ત્રી આસીસ્ટંટો રાખવી પડી. યતીમખાનું પણ ધડાકાથી ચાલવા માંડયું. ત્યાંનો કારોબાર સ્ટાફસહીત મી. કાબીલને સોંપવામાં આવ્યો. આજ સંસ્થામાંથી પાંચ છ વરસમાં છોકરીઓ પણ ભણીને ઉડવા લાગી. આ છોકરીઓની શાદી કોમના રોશનખ્યાલ જવાનો સાથે એવી શરતે કરવામાં આવતી, કે જ્યાં પોતે રહે ત્યાં વધારે નહી તો એક જનાના મદ્રેસો તો જરૂર કાઢેવો અને એક જનાના મસ્જીદ કે જેમાં વાએજ સાંભળવા દરેક ધર્મની ઓરતો વગર બાધે આવી શકે.

હલીમાખાનમે કાનપુરમાં બીજુ એક એવું સરસ કામ કર્યું કે જે કયામત સુધી પણ ભુલાશે નહી. તે એ છે કે તેણે એક વીડોઝ

એસાઇલમ ( એવા મકાન ) ના નામે એક ડીપાર્ટમેન્ટ ઉઘાડયું. આ એસાઇલમમાં દરેક જાતનો હુન્નર શીખવાડવામાં આવતો, તેથી તેમાં વિધવા સ્ત્રીઓ ઘણી આવવા લાગી. શીખવવાનું કામ હલીમાખાનમ કરતી. દરેક સ્ત્રી સાંજ પડતાં સુધી ઓછામાં ઓછું આઠ આનાનું કામ કરતી. આ બધા કામને એકઠું કરી બજારમાં વેચવા મોકલવામાં આવતું, અને જે ઉપજ થતી તેને ફંડમાં ઉમેરવામાં આવતી. આવી રીતે થોડાજ દિવસમાં આ ડીપાર્ટમેન્ટ સારા પાયાપર ચઢી જવાથી હલીમાખાનમે તેને, સેક્રેટરી સાહેબ હાજી રીયાઝુદીન એહમદની અર્ધાંગનાને સોંપી દીધું.

હલીમાખાનમે ઇશાઅતે ઇસ્લામના કામ તરફ લક્ષ દોડાવ્યું. આની દશ વરસની દોડધામથી સેંકડો સ્ત્રીઓ ભણીને નીકળી જવા પામી હતી. તેઓ જ્યાં જતી ત્યાં પોતાનું કામ કરતી. આજુબાજુના કોઇ પણ ગામની કન્યાશાળાને જો કોઇ સ્ત્રી શિક્ષકની જરૂર પડતી કે તરતજ તે મદ્રસે અલહયાત પાસેથી શિક્ષકો મેળવી લેતી. આવી રીતે આ મદરેસાની સંખ્યાબંધ શાખાઓ નિકળવા પામી. સ્ત્રી કેળવણીનું કામ એટલું તો ઝડપથી ચાલ્યું કે એકજ વરસમાં ૪૯૭૦ મુસલમાન છોકરીઓની સંખ્યા રજીસ્ટરમાં નોંધાઇ ગઇ. પેપરોમાં પણ જાહેર થઇ ગયું કે કાનપુરની જનાના તાલીમ ખાસ કરીને તારિફ લાયક છે. તેથી અંજુમને ખાતુન પંજાબની સ્ત્રી સેક્રેટરીઓએ પણ કેટલીક વખત યતીમખાના અને મદ્રેસાની મુલાકાત લઈ પોતાનો સંતોષ જાહેર કર્યો. હલીમાખાનમનું નામ એવીરીતે જગજાહેર થઇ ગયું. કલકત્તાના હબલુલ મતીન અને બોમ્બે પ્રેસીડેન્સિના જાણીતા પેપર પોલીટીકલ ભોમીયોના એડીટરોએ મદ્રસે અલ હયાતના વાર્ષિક રીપોર્ટ માટે અભીપ્રાય

બખતાં મી. અને મીસીસ કાબીલ અને લેડી ડાકતર હલીમાખાનમની ખુલ્લા દીલે તારિફ કરી, તેથી અફ્ઘાન અમીર હીઝ મેજેસ્ટી હબીબુલ્લાખાને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆને લખી મોકલ્યું કે જો લેડી ડાકતર હલીમાખાનમ અને મીસીસ કાબીલ પોતાના ભરથાર સાથે અહીયાં આવવા ખુશી હોય, તો મહેરબાની કરીને તે ત્રણે જણને મોકલી આપશો, કારણકે અમારે ત્યાં સ્ત્રી કેળવણીને માટે આવી લેડીઓની ખાસ જરૂર છે. ગવરમેન્ટે આ બાબત કાનપુરના કલેકટર સાહેબ ઉપર મોકલી આપી. તેમણે મદ્રેસે અલહયાતના સેક્રેટરી સાહેબથી આ બાબત દરયાફ્ત કરી તો સેક્રેટરી સાહેબે ખુલ્લા દીલથી જણાવ્યું કે જો એ બધા જવા માંગતા હોય તો મને કંઈ વાંધો નથી. કલેકટર સાહેબ પાસેથી આવીને સેક્રેટરી સાહેબે મદ્રસાની મેનેજીંગ કમીટીને બોલાવી, આ બાબતમાં બધાની સલાહ લીધી. જે વખતે મી. કાબીલ પણ હાજર હતા. છેવટે એવો ઠરાવ થયો કે હવે ખુદાની મહેરબાનીથી અમારા મદ્રેસાનું કામ સારી રીતે ચાલે છે, અને ચાલતા કામને આગળ વધારવા માટે લાયક માણસો પણ થઈ ગયાં છે, તેથી જો મી. કાબીલ કાબુલ જઇ ત્યાં કોમની ખીદમત કરવા માગતા હોય તો વધારે સારૂં છે, જો કે અમને તો તેઓની ખોટજ પડશે. ખુદાને એવુંજ મંજુર હોવું જોઇએ કે એમનાજ કદમોની બરકતથી કાબુલ આજકાલની નવી દુનીયામાં બેસવાને લાયક થઇ જાય. વળી અમારાજ મદરેસાની વધારે નામના થશે કે ફલાણા માણસ ફલાણા મદરેસામાંથી કાબુલ ગયા છે. મી. કાબીલ પણ જવા ખુશી થયા તેમજ મીસીસ કાબીલ અને હલીમાખાનમ પણ તૈયાર થયાં. એક અરજી કલેકટર સાહેબની મારફત કાબુલ મોકલવામાં આવી, જેનો થોડાજ દીવસમાં ત્યાંથી ખુશ થવા જેવો જવાબ મળ્યો, તેથી મુસાફરીની તૈયારીઓ થવા માંડી.

મદરેસાના લાગતા વળગતાઓએ એવી મસલત ચલાવી કે મી. કાબીલ અને હલીમાખાનમને જતી વખતે તેમને છાજતું એક એડ્રેસ ભારે જલશો કરી આપવું. આ જલશા માટે દુર દુરના મોટા મોટા નામવર માણસોને પણ નોતરવામાં આવે અને મરદોના જલશામાં મી. કાબીલને અને સ્ત્રીઓના જલશામાં મીસીસ કાબીલ અને હલીમાખાનમને એમ જુદાં જુદાં નોતરી માન આપવું. તેજ વખતે તારીખ પણ મુકરર કરવામાં આવી, ને પેપરોમાં ખબર પણ આપી.

---

## પ્રકરણ ૨૫ મું.



### કાબુલની સફર.

---

જે દિવસે એક સાધારણ હાલતના પુરૂષ અને સ્ત્રીને વળાવવાની ક્રીયા કરવા માટે દુર દરાજના મોટા મોટા લોકો ભેગા થયા હતા, તે દિવસ મુસલમાનોની વર્તમાન કાળની ચઢતીના ઇતિહાસમાં સોનેરી અક્ષરે કોતરાઇ રહેશે. આ જલશા વાસ્તે હીંદુસ્તાનના મોટા મોટા નામવર લોકો જેવા કે મોહોમેડન કોલેજના ઘણાખરા ત્રસ્ટીઓ, હિમાયતે ઇસ્લામના કેટલાક લાગતા વળગતાઓ અને ઘણાક ઓલોમાઓ પણ આવી હાજર થઇ ગયા હતા. તે બધાના ખાવાપીવાનો બંદોબસ્ત મદરેસે અલહયાત તરફથી ઘણીજ સારી રીતે કરવામાં આવ્યો હતો. જલશો બરાબર ત્રણ દિવસ રહ્યો.

પહેલા દિવસના જલશામાં મદરેસાના સેક્રેટરીએ ગયા દસ વર-

સનો રિપોર્ટ વાંચી સંભળાવી બતાવી આપ્યું કે, આ દસ વરસના અરસામાં આ મદરેસાએ કોમ અને મઝહબની કેટલી બધી ખીદમત કરી છે. કેટલાક પરધર્મીઓને ઇસ્લામના પાક ચર્ણોમાં મેળવી લઇ કાફરના મોતે મરતા બચાવ્યા, કેટલાક જાહીલ મુસલમાનોને આર્યસમાજીના પંજામાંથી છોડાવ્યા, ઇસ્લામના વિરોધીઓને એવા તો દાંત તોડનારા જવાબ આપ્યા કે જેની એવી અસર થઇ કે તેમના હંમેશને વાસ્તે મોં બંધ થઇ ગયાં. આ જલશાના પ્રેસીડેન્ટ મોહોમેડન કોલેજના પ્રેસીડેન્ટ અનસારી મૌલવી અબદુલ્લા સાહેબ હતા. બીજા દિવસની બેઠકમાં આ મદરેસાના કેટલાક વિદ્યાર્થીઓને નમુના દાખલ લાવવામાં આવ્યા, અને બધાને કહી દેવામાં આવ્યું કે જે "સાહેબ ચાહે તે ધર્મના તરફથી આ છોકરાઓને સવાલ પુછે તેથી કેટલાક લોકોએ આ છોકરાઓને આર્ય ધર્મ અને ઇસાઇ ધર્મવાળાઓના સવાલ કર્યા. તેમના જવાબ આ છોકરાઓએ એવી સારી રીતે આપ્યા કે બધા દંગજ થઇ ગયા. આ જલશાના પ્રેસીડેન્ટ કારી સાહેબ હતા. ત્રીજા દિવસની બેઠકમાં મી. કાબીલને આખા હિંદુસ્તાનના મુસલમાનો તરફથી એડ્રેસ આપવામાં આવ્યું. આના પ્રેસીડેન્ટ અમરતસરવાળા મૌલવી સનાઅલ્લાહ સાહેબ હતા.

જેમ મરદોનો જલશો ભપકાદાર હતો તેમ સ્ત્રીઓના જલશા માટે પણ એક મોટો મંડપ બાંધી ચારે તરફથી તેને કનાતોથી ઘેરી લેવામાં આવ્યો હતો. તેમાં ભાગ લેવા ઘણે દુર દુરથી કેળવાયલી સ્ત્રીઓ આવી હતી. આ જલસામાં લેડી ડાકતર હલીમાખાનમને એક એડ્રેસ આપવામાં આવનાર હતું. તેમાં આગળ પડતો ભાગ લેનાર મીસીસ મોહંમદ ઇકરામ, ઇસમતનાં અને મીસીસ ખાસુશ પરદાનશીન પેપરનાં એડીટર હતાં આ બન્ને લેડીઓએ ભેગાં મળીને આ જલશાને

સારો બતાવવા કોઇ પણ કોશેશ બાકી રાખી નહોતી આ જલશાનાં પ્રેસીડેન્ટ લોહારૂના નવાબ સાહેબના માતુશ્રી મુકરર થયાં હતાં. આ જલશો ઘણીજ ફતેહમંદીથી પુરો થયો હતો. પણ નોવેલ પુરી કરતાં અને આપણા હીરોને હીંદુસ્તાનથી વિદાય કરતાં પહેલાં અમારી ફરજ છે કે અમે વાંચક વર્ગને આ બન્નેને અપાયેલ એડ્રેસો અને તેમના જવાબો જે આમન સામન આપવામાં આવ્યાં તે બતાવવાની ફરજ હોવાથી અને તે જાણવા લાયક હોવાથી આ નીચે દાખલ કરેલ છે.

હિંદુસ્તાનની સઘળી અંજુમનો તરફથી

**સૈયદ સી. એકબાલ હુસેનને**

**એડ્રેસ.**

ભાઇ કાબીલ—અમો કોણ? આખા હિંદુસ્તાનના મુસલમાનો. અહીંયા શા માટે ભેગા થયા છીએ તે કહી શકશો? આપ એમ સમજતા હશો કે હું હિંદુસ્તાનથી વિદાય થાઉં છું તેથી આ બધા લોકો મને વળાવવા આવ્યા છે! પણ અમો આપને પુછીએ છીએ કે આપ એવા કોણ છો કે જેથી આપને માટે કોમના આવા મોટા મોટા લોકોએ તકલીફ ઉઠાવી છે? આપ કોઇ નવાબ તો નથી કે અમો લોકો ખુશામતીઆ ગણાઇએ અથવા આપ કોઇ મોટા ઓહદેદાર નથી કે આપની મેહેરબાનીઓનો એહસાન માનવા અમે ભેગા થયા હોઇએ? આપે કોઇ યુનીવર્સીટીની મોટી ડીગ્રી નથી મેળવી કે જેથી અમે લોકો આપના ઇલ્મની કદર કરવા અને આપને ઇજ્જત આપવા ભેગા મળ્યા હોઇએ? આપ કોઇ પીર ફકીર અથવા દરવેશ કેસુફી પણ નથી કે અમે લોકો આપના મુરીદો સમજાયા જઇએ! પણ આપમાં એવો કોઇપણ ગુણ તો હોવોજ જોઇએ કે જેથી અમે લોકો આપની

તરફ આટલા બધા આકર્શાઈ ગયા છીએ. નહિં તો દુનિયા એવી બેઅક્કલ નથી કે પોતાનું કામ પડતું મુકીને બીજાને વગાડવા આવે! ખેર, અમારા સવાલના જવાબની આપને ખબર હોય કે નહોય પણ અમને ખબર હોવાથી અમેજ કહીએ છીએ કે, આપની પાસે એજ હૃદય છે કે જે બધાની પાસે છે, પણ આપના હૃદયમાં અમારા કરતાં કંઇક બીજીજ વસ્તુ વધારે છે, જે બધાના નશીબમાં નથી. કે જેને હમદર્દી કહીએ છીએ. આ હમદર્દી નામના ફાનસમાં એક પ્યારી રોશની ચમકે છે, જે અમો લોકોને આપના પરવાના બનાવી આગળ પાછળ ફેરા ફેરવે છે. તેજ સચ્ચાઇ અને ખાલીસ દીલ છે. આપે આપની જીંદગીથી સાબીત કરી દીધું છે કે કોમી હમદર્દી કંઇ કંઇક શીખવાથીજ પ્રાપ્ત થતી નથી અથવા તેને વાસ્તે કંઈ ધન, દોલત કે સરકારી હોદ્દાની પણ જરૂર નથી. હમદર્દી કરનારા, બસ ગજબ કરે છે: ગમેતેમ કરીને અને ગમેતેવી મુશીબત ઉઠાવીને કામ કરીજ બતાવે છે. જો આપને આજ હમદર્દીએ ન પ્રેર્યા હોત તો શું આપને કુતરો કરડયો હતો કે સ્ટેશન માસ્તર જેવી સારી નોકરી મુકી ખુદાના રસ્તાના દરવાજા ઉપર દંડ કમળ લઇ આવી અડ્ડો લગાવત? વળી આપને શું એવી ખબર હતી કે અહીંયાં પણ ગુજરાન ચલાવી શકશો? પણ દોસ્ત! સાચી લાગણી ઘણી ખરાબ હોય છે. પરવરદીગાર જેની પાસેથી કામ લેવા ચાહે છે, તેનાજ દીલમાં આ સાચી લાગણી મુકે છે, પછી બધા રસ્તા તેની મેળેજ ખુલ્લા થઇ જાય છે. આપે હવે ખુદાનો શુકર કરવો જોઇએ, કે આપને આપની કરણીપર પસ્તાવું પડતું નથી પણ ઉલટા ખુશી થવાનું કારણ છે. કદાચ આપે આપની પહેલી નોકરી ન મુકી દીધી હોત અને ટ્રાફીક સુપ્રી. પણ થઇ ગયા હોત! ( જોકે આ વાત બીલકુલ અસંભ-

વીત છે ) તોપણુ આપને અ ા માન મરતબો જે આપને હમણાં
મળી રહેલ છે તે નસીબ થા નહી. આપ હમણાં જોઇ રહ્યા છો કે
આપની આસપાસ કેવા કેવા ા, ઇલ્મમાં સુર્ય સમાન આલેમો,
પોતાને તારા અને આપને તે વચ્ચે ચંદ્ર સમાન ગણી બેઠેલા છે.
આ જોઈ દિલ એવું ખુશ થ ે અને અંદરખાનેથી પોકાર કરી
કહી ઉઠે છે કેઃ—ખુદા આવી ત બધાને નસીબ કરે તો કેવું
સારૂં ? બેશક આ જુસ્સો ખુ ેનો નથી. આપે દસ વરસમાં એવું
કરી બતાવ્યું છે કે જે સ મહેનત કરવા કરતાં પણ થવું
મુસ્કેલ હતું.

આનું અમારી પાસે ા જવું, મદ્રેસાના લાગતા વળ-
ગતાઓને અને ખાસ કરીને ાને ઘણુંજ નુકશાનકારક છે. પણ
• સ્વાર્થને અમારા મનમાંથી ક ાખી, કોમી હમદર્દીનો ફેલાવો
કરવા માગીએ છીએ, તેથી ાસ્તાનની જરૂરતોને અમે અમારી
જરૂરતો ગણીને ઉદાસ મને ા જુદા પડીએ છીએ. આપને ખુદા
મદદગાર થાઓ અને અમાર ાીરવાદ આપની સાથે છે.

આ એડ્રેસ પુરૂં કરત . જો લેડી ડાકતર હલીમાખાન-
મનો એહસાન ન માનીએ ત ા નાશુકરા ગણાઇએ છીએ. સબબ
કે જે માણસ આપની ખાન ારથી માહીતગાર છે, તે બરાબર
સમજે છે કે આ બધા કામ ણ તેઓજ છે.

અમારી છેલ્લી દુઆ કે ખુદા આપની દિન પ્રતિદીન
ચઢતી કરે, અને અહીંના ું દસ ગણું માન અફઘાનીસ્તા-
નમાં અપાવે.

મે છીએ આપના ખેરખાહ.

( માં હાજર રહેલાઓની સહીઓ )

## મી. કાબીલને જવાબ.

મારા ઇસ્લામીભાઇઓ, અને દીની બુઝુર્ગો.

આપે મારા જેવા ખાકસાર અને નાકદરા માણસની ખાતર આટલા દુર દરાજના શહેરોથી તશરીફ લાવવા માટે જે તકલીફ ઉઠાવી છે, તેનો એહસાન માનવો એ મારી શક્તિની બહાર છે. કારણકે જેવો એહસાન હોય, તેવોજ તેનો બદલો હોવો જોઇએ, પણ જ્યારે મારી ઉપરના એહસાને એટલું દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું હોય તો પછી તેનો બદલો! અરે! તેના એક હજારમાં દરજ્જાનો પણ એહસાન માનવા માટે મારી શક્તિ ન હોય, તો પછી ચુપજ રહેવું હું વધારે પસંદ કરૂં છું.

બેશક, આપનું કહેવું બરાબર છે કે હમણાં જેટલી ઇજ્જત અને માન મરતબો મને મારી કોમ તરફથી મળેલ છે તે બીજી જાતની ઇજ્જત અને માન ઇકરામ કરતાં શ્રેષ્ઠ છે. આ ઇજ્જતથી મને ફકત આ દુનિયામાંજ નહી બલકે બીજી દુનિયામાં પણ મગરૂર થવાનું કારણ મળેલ છે.

એટલું તો બધાને કબુલ કરવુંજ પડશે કે આ બધો જલસો કાનપુરના બુઝુર્ગો, અને મદરસએ ઇલમુલ હયાતના બાનીઓની હીંમતથીજ થએલો છે. કદાચ એ લોકોએ હીંમત કરીને મને મદદ ન કરી હોત તો, ખુદા જાણે હું કેવા બખેડાઓમાં ફસાઈ પડયો હોત! રેલ્વેનું એનજીન જેમ મુસાફરોને ઝડપથી લાખો ગાઉ દુર પહોંચાડી મોટો ફાયદો આપે છે, પણ જો તેની આ ઝડપનું કારણ જોવા જઇએ તો સાફ જણાઇ આવે છે કે તે એન્જીનમાં જો એન્જીન ડ્રાઇવર ન હોય તો તે જરા પણ ચાલીને ફાયદો આપી શકતું નથી. તેમ જો મારે હાથે મારી કોમને કંઇ પણ ફાયદો પહોંચ્યો હોય તો એમજ સમ-

જવું જોઇએ કે હું તો ફકત એન્જીન હતો, પણ આ એન્જીનની કળ ફેરવનાર કોઇ બીજાજ હતા.

આપ સાહેબોએ જે ઉદગારો લેડી ડાકતર માટે ઉચ્ચાર્યા છે, તેનો એહસાન હું તેમની તરફથી માનવા રજા લઉં છું. કોમે તેમની ઉપર એટલો બધો એહસાન કર્યો છે કે જો હાલ તે તેના બદલામાં પોતાની ખાલના જોડા પણ આપ સાહેબોને પહેરાવે તો પણ થોડું છે. કારણકે ફકત કોમનીજ હીંમતથી તે એક અંધારા ખાડામાંથી નીકળીને આટલી બધી ઇજ્જત મેળવવા શક્તિવાન થઇ છે. નહીં તો તેમનાથી પણ સેંકડો હુશીઆર હુશીઆર નાડી જોનારીઓ બબે રૂપીઆ લઇ ઘેર ઘેર અને ગલીએ ગલીએ ભટકતી આપ આ કાનપુર શહેરમાં જુઓ છો, પણ તેમની કેમ કદર કરતા નથી ? હલીમાખાનમને ફકત તેમની હીંમત અને હમદર્દીને લીધેજ આટલું માન મળ્યું છે અને તેથી હું પોતે પણ તેમના એવા જુસ્સાની કદર કર્યા શિવાય રહી શકતો નથી.

ઇનસાનમાં ખુદાએ એવો એક જુસ્સો મુકેલો છે, જેને આપણે માનનો લોભ અથવા જો આપણે તેને મોટા થવાની ખાહેશ કહીએ તો કંઇ ખોટું નથી. બસ, આજ જુસ્સાની તે માણસ કદર કરતાં જાણતો હોય તો અવસ્ય તે પ્રખ્યાત થશેજ. અને જેટલા આ દુનિયામાં મોટા મોટા માણસો થઇ ગયા છે, તે પણ એનીજ કદર કરતાં શીખ્યા હતા. નહી તો આ દુનિયામાં હજારો આલમા, ફાઝેલ, દોલતમંદ, રહીસ, હુન્નરમંદ અને અમીર લોકો કીડી મંકોડી જેવા પેદા થઇ સિધાવી પણ જાય છે તો પણ તેઓની ખબર કોઇને પણ પડતી નથી. આનું કારણ શું ? બસ, એજ કે, તેઓમાં એ જુસ્સાની કદર કરવાની અક્કલ નથી. આનાથી પણ વધારે એહસાન

મારી અંર્ધાંગના મીસીસ કાબીલનો માનવો એ મારી સૌથી મોટી ફરજ છે. કારણકે જે આટલું પણ કામ થયું છે, તે તેની મદદ વગર બનવું અશકય થઇ પડયું હોત! તેમની હમદર્દીની કદર તો ત્યારેજ થઇ શકે છે કે જ્યારે તેમને માલુમ પડયું કે ફકત તેમના હા કહેવાથીજ કેટલો મોટો ફાયદો થઇ શકે છે! તેમણે એકદમ આ વાતની ખુશીથી રજા આપી, અને અત્યાર સુધી મારી સાથેજ ખુશી બખુશી કામ કરે છે. ઘણા લોકો જાણે છે કે જે ઘરમાં એ ઓરતો હોય છે, તે કેવું દોજખખાનું બનેલું હોય છે! ત્યારે તે ઘરથી આવા કામની કયારે ઉમેદ થઇ શકે? પણ આ ઘર મીસીસ કાબીલનાજ કારણે આનંદી અને કોમી ખીજમતનું ઘર બનેલ છે.

હવે મારે સૌથી વધારે એહસાનનો તે માલીકે કીરદેગારનો માનવો છે, કે જેણે અમારા દીલોમાં આવી જાતનો જોશ ઉત્પન્ન કરી દઇ, મારા જેવા એક ફકીર અને નાચીઝની કારરવાઇથી આપણી કોમમાં રોજ બરોજ આવું કામ કરનારા વધારે પેદા કરી દીધેલ છે, અને મને આશા છે કે એમ હવે થતુંજ રહેશે. જે કોમની ચઢતી થવાની હોય છે તેનો એ હાલ થાય છે કે જ્યાં કોઇ પણ માણસ જરા પણ સારૂં કામ કરે છે કે આખી કોમ તેની કદર કરવા લાગી જઇ તેની હીંમત વધારે છે. તેથી એવી અસર થાય છે કે તે કોમમાં આવા માણસોની સંખ્યા વધવા લાગે છે. વળી જે કોમની પડતી આવે છે તેનો આના કરતાં તદ્દન ઉલટોજ મામલો હોય છે. એટલે જ્યાં કોઇ જરા પણ સારૂં કામ કરે છે કે તેને ચારે તરફથી લાનત મલામત થવા લાગે છે, તેથી તેનો પોતાનો જોશ પણ ઓછો થઇ જઇ, બીજા લોકોને પણ આગળ વધવા દેતા નથી. મારે ખુદાનો એહસાન સૌથી વધારે માનવો જોઇએ, કારણકે તેણે મને એવા મઝહબ અને આવી

ઇનસાફ પસંદ ગવરમેન્ટની રૈયત તરીકે પેદા થવાનું માન બક્ષેલ છે. આ ગવરમેન્ટ અમારા ધર્મનો ફેલાવો બંધ કરવા ધારે તો પછી વિચારો કે અમે કેવી રીતે ફેલાવો કરી શકીએ ? તેથી આપણે બધાએ ખુદા પાકની દરગાહમાં દુવા માંગવી જોઇએ કે આ હકુમત અમારી ઉપર અવિચળ રહે! આમીન ! હું આપ લોકોથી વિદાય થાઉં છું, એટલે મારૂં ખોળીઉં અફઘાનીસ્તાન જાય છે, પણ મારૂં દીલ તો આપનીજ પાસે રહેશે, અને તેના બદલામાં હું આપ લોકોની મોહોબ્બત અને ભલી દુઆઓ સાથે લઈ જવા રજા માગું છું. વસ્સલામ.

ડાકતર હલીમાખાનમને જે એડ્રેસ જનાના જલશામાં મળ્યું તે નીચે મુજબ હતું.

પરદાનશીન મેડીકલ હોલ અને બેવામકાનના બાની, અને જનાના મદ્રેસે અલહયાતનાં પ્રીન્સીપલ લેડી ડાકતર હલીમાખાનમ સાહેબની હજુરમાં.

વહાલાં લેડી ડાકતર સાહેબ!

આજે અમે આપને વિદાય કરવા આવ્યાં છીએ. અમારામાંની ઘણી બહેનો તો પોતાનાં કેટલાંક ઘણાંજ ઉપયોગી કામકાજ પડતાં મુકીને સેંકડો ગાઉ દુરની મુસાફરીનું દુઃખ વેઠી હાજર થઇ છે વળી કેટલીક બાનુએ તો પોતાનાં બાલબચ્ચાં નાની અથવા માશીને સોંપી આવવા મહેરબાની કરી છે. કેટલીકનાં ધાવતાં બચ્ચાં આવી મોટી મુસાફરીના દુઃખથી માંદાં પણ થઇ ગયાં છે. તો શું આ બધી બાનુઓએ આપની ઉપર કંઈ એહસાન કર્યો છે ? નહિં, હરગીજ નહીં ! આપે તો કોઇને પણ બોલાવ્યા નહોતાં ! આનો જવાબ આપ પોતેજ આપવા મહેરબાની કરશો. પણ આપ અમારા આવા સવાલનો શો જવાબ

આપશો જે અમને ખબર હોવાથી અમેજ કહીએ કે છીએ આપે સ્વાર્થની જાળ તોડી બીજાને ફાયદો પહોંચાડવાનું બીડું ઝડપ્યું છે. આપે આપના ફાયદા અને આરામને બીજાઓ ઉપરથી કુરબાન કર્યા છે. અને આપની તે કુરબાની ખુદાપાકે કબુલ કીધી છે. બસ, આ તેનીજ સાબેતી છે કે આપને વિદાય કરવા કયાં કયાંથી આ બાનુઓ દોડી આવી છે! લેડી, આપ માલદાર હશો તો આપના ઘરનાં, આલીમ ફાજીલ હશો તો આપના ઘરનાં, ડાકતર હશો તો તમારો ઘરનાં, એમાં અમને શું કે અમે આપની ખુશામતને વાસ્તે આટલું કરીએ? પણ નહી. બેહેન, આપે એવું કામ કરેલ છે કે જેને અમે તો શું પણ અમારી દીકરીઓ, પૌત્રીઓ પણ આપનાં રોપેલાં ઝાડનો આશરો લઇ આરામ મેળવી તેનાં ફળ ચાખશે. અફસોસ ! અમારા અંદર કેળવણી નથી, અને જે થઇ છે તે તો એક શેરમાં પુંણી બરાબર પણ નથી. આપે જનાના મદરેસા ખોલવાથી સેંકડો ઓરતો કેળવણી લઈ ઘેર ઘેર બચ્ચાંઓને ભણાવતી, નમાજ, રોજા, સારી વાતો, હુન્નર શીખવતી જોવામાં આવે છે. આપે મેડીકલ હોલ ખોલી હજારો જીભ વગરની પરદેનશીન અબળાઓને મોતના મોંમાંથી બચાવી લીધી છે, તે કંઈ જેવું તેવું કામ નથી ! આપનો આ અહેશાન આ દુનિયામાં કયામત સુધી ભુલી જવાય તેમ નથી. અમારી મનશા તો આપને અહીંથી પંજાબ અને ત્યાંથી જુદી જુદી જગ્યાએ લઈ જવાની હતી પણ અફસોસ, કે આપનું માગણું એવી મોટી જગ્યાએથી આવેલું છે કે જેને અમે ટાળી શકતા નથી. આપ ગમે તે ઠેકાણે રહેશો પણ આપનાં કામતો અમને રાત દીવસ આપની યાદ દેવડાવી આપના હકમાં દુવા કરાવશે. અમારી એવી દુવા છે કે આપ ગમે તે જગ્યાએ રહો, પણ સુખી રહી આ દુનિયાને ફાયદો પહોંચાડો. અમારૂં એડ્રેસ પુરૂં કરતાં પહેલાં

અમારે મીસીસ કાબીલનો પણ એહસાન માનવો જોઇએ. કારણકે તેમનીજ હમદર્દી અને દુર અંદેશીથીજ આ કામ થવા પામ્યું છે. બીજી સ્ત્રીઓના સાધારણ સ્વભાવ માફકજ તેમણે આ કામ વાસ્તે ના કહી દીધી હોત તો અમોને આજે આ દિવસ નસિબજ થાત નહી અને આ જનાના મદ્રસો, હોલ અને મીશન ક્યાંથી થઇ શકત? તેમણે પોતાની સખાવતથી ફકત ઇસ્લામની ધાર્મિક ફરજને અદા કરી છે, એટલુંજ નહી પણ પોતાની કોમની ખીજમત કરી જન્નતમાં ઘર બનાવી લીધું છે. હવે અમે દુઆ કરીએ છીએ કે ખાતુને જન્નતના સદકાથી તે હંમેશ તંદુરસ્ત અને ખુશી રહે. આ જગ્યાએ જો ભાઇ કાબીલનો એહસાન માનવામાં ન આવે તો બે ઇમાની થઇ જવાનો ભય રહે છે, કારણકે ઘરની સ્ત્રી ગમે તેટલી ભણેલી હુશીઆર અને અક્કલમંદ હોય તો પણ જો તેનો ભરથાર તેનાથી કોઇ પણ કામ કરાવવા માગતો ન હોય તો તે કેવી રીતે કરી શકે? અમે તેમને પણ દુવા આપીને આપ ત્રણેને જખમાએલા હ્રદયથી ખુદાને હવાલે કરી વિદાય કરીએ છીએ.

( બધી બાનુઓની સહી. )

આ એડ્રેસ પુરૂં થવાની તૈયારી હતી એવામાં મદરેસે અલહયાતના સેક્રેટરીના નામનો એક તાર મળ્યો. જે નીચે મુજબ હતો.

આપને ત્યાંથી એક મોહમેડન મીશીનરી લેડી ( હલીમાખાનમ ) જાય છે તે સાંભળી મને પણ અફસોસ થાય છે. તેમનું નામ અમર રાખવા માટે મારો મત એવો છે કે કાનપુરમાં એક જનાના તીબ્બી મદ્રસો ખોલવામાં આવે જેમાં યુનાની અને ડાકતરી કોર્સ દાખલ કરીને પરદેનશીન બેગમોને એવી જાતનું શીક્ષણ આપવું કે જેથી

તેઓ પોતાનાં બચ્ચાંઓ અને સ્ત્રીઓ... ઇલાજ માટે કોઇની પણ મોહતાજ થાય નહી. આ ફંડની પં... હું કરૂં છું અને તેથી રોકડા પચાસ હજાર રૂપીઆ મારી તરફથી અને વીસ વીસ હજાર રૂપીઆ મારી બંન્ને વહુ–બેગમો તરફથી આ... છું.

" ભોપાલનાં બેગમ સાહેબ "

આ ખબર સાંભળી ચારે તરફથી ખુશીના પોકારો ઉઠયા અને હલીમાખાનમ એડ્રેસનો જવાબ આપવા ઉભી થઇ.

પ્યારી બેહનો!—મારે વાસ્તે આપ બેહનોએ ઘણાજ દુર દુરથી આવવા, મુજ ખાકસારને વિદાય કરવા અને મારે વાસ્તે જે શબ્દો ઉચ્ચારવા તકલીફ ઉઠાવી છે તેનો એહસાન માનતા પહેલાં હું કેળવણી માટે મારા વિચારો જાહેર કરવાનું વધારે પસંદ કરૂં છું. આ વખતે મારી મતલબ કેળવણીની જરૂરીઆત ઉપર કહેવાની નથી કારણકે તે સવાલ તો ઘણોજ જુનો અને ઘણીક વખતે ચર્ચાઇ ગએલો છે. વળી આ જલસામાં ખાસ કરીને કેળવાએલી બાઇઓ ઘણી છે તેથી તેઓ સારી રીતે તેની જરૂરીઆત સમજી શકે છે. જે બાઇઓ કેળવણી નથી લેતી તેમને અત્યારે હું શિખામણ આપતી નથી પણ જે કેળવણી લઇ રહી છે, તેમને કેળવણીના માર્ગથી માહીતગાર બનાવું છું કે જેથી તેઓ આ રસ્તે સાવચેતીથી ચાલીને પોતાની મુસાફરી સહીસલામત પુરી કરી શકશે. જો મારી આ વાતોને ધ્યાનથી સાંભળશે નહી તો એવા ખાડામાં પડશે કે પછી કોઇની તરફથી કશી પણ મદદની આશા રહેશે નહી. જે લોકો કેળવણીના હીમાયતી છે, તેઓએ યાદ રાખવું જોઇએ કે તેમણે પોતાની દિકરીઓની કેળવણીનો જુમ્મો પોતેજ ઉપાડવો જોઇએ. તેમણે પોતાની છોકરીઓ વાસ્તે

પોતેજ મદરસા બનાવવા બંદોબસ્ત કરવો, અને પોતેજ તેમને શીક્ષણ આપવું. છોકરીઓને જે કેળવણી આપવામાં આવે તેમાં મઝહબની વાતો એવી સફાઇથી ઠસાવવી. જોઇએ કે પછી આખી ઉમર સુધી છોકરીઓના મનપર તેજ વાતો કોતરાઈ રહે. જો તેઓ પોતાની છોકરીઓને આજકાલની યુનિવરસીટીઓમાં મોકલી કેળવણી લેવા દેશે તો હું સાચું કહું છું કે તેઓને આખો જન્મારો માથું કુટી પોક મુકી રોવું પડશે. વળી છોકરીઓને પણ હું શિખામણ આપું છું કે તેમણે કોઈ પરધર્મી સ્ત્રીના નામને છેડે બી. એ. અથવા આવી બીજી કોઇ પણ ડીગ્રી જોઈ લલચાઇ જવું નહી પણ તેમણે એજ ખ્યાલ રાખવો કે છોકરીએ સંસાર કારભારમાં પડયા પછી પોતાના ખાનદાન, ધણી, ઓલાદ, પાડ-પાડોશી અને કોમ તરફની ફરજો શી શી છે, અને તે કેવી રીતે પુરી કરી શકાય તે જાણવા જરૂર છે. ચાલુ જમાનાની કેળવણીની પદ્ધતી છોકરાઓ કરતાં છોકરીઓના હકમાં ઘણીજ નુકશાન કરતા છે. હું આ વાત કંઈ સાંભળેલી કહેતી નથી પણ મારા ઉપર વીતેલી છે તેજ કહું છું. દરેક જણ મારી હાલતથી વાકેફ છે કે જો મને ગેબી મદદ ન મળી હોત તો શી ખબર કે મારા શા હાલ થાત! આનું કારણ શું? બસ એજ છે કે મને એવા એક મોટા મેદાનમાં મુકી દેવામાં આવી કે જેમાં મારૂં મન ફાવે ત્યાં હું જઈ શકું. છેવટ એજ થયું કે આ દુનિયાના એક એવા આ વિશાળ જંગલમાં પગ મુકયો, અને તે એવી ખરાબ અને કીચડવાળી સડકપર પડયો કે ત્યાં મારા પગ ઉંડા ખાડામાં ઉતરી ગયા અને મારા સાફ ઇમાનના પોશાકને કીચડનો ડાઘ લાગી ગયો. એ ડાઘ કાઢવાને જોકે અત્યાર સુધી મહેનત કરી છે, પણ પહેલાં

જેવી સફાઇ ક્યાંથી નસીબ થાય! હું જ્યારે આવી રિતે સપડાઇ, ત્યારેજ મને સીધો રસ્તો મળ્યો અને તેથીજ હવે હું તમને સાફ ચોકખા શબ્દોમાં સમજાવી દેવા મારી ફરજ સમજું છું કે જેથી તમે પણ ચેતતાં રહો.

તમે મને ઉઘાડે છોગે ફરતી જુઓ છો તેથી તમો કદાચ એમ:સમજતાં હશો કે હું પરદાની વિરૂદ્ધ છું; પણ તેમ નથી. ઇમાનદારી તો એજ છે કે માણસ પોતાના અનુભવથી આખી દુનિયાને તેનો ફાયદો અથવા નુકશાન બતાવી દે, કે જેથી બીજાઓનો વખત પણ અનુભવ લેવામાં નક્કામો થાય નહી. હું સોગન પુર્વક કહું છું કે તમારી જીંદગી બીલકુલ દહેશત વગરની છે. ટુંકાણમાં એજ કે ખુદા ન કરે ને જો કાલે બધા મુસલમાન લોકો પરદો કાઢી નાખવા માગે તો જેમ આજકાલ પાર્લામેન્ટમાં પોતાના હક લેવા માટે પરધર્મી સ્ત્રીઓ ઇંગ્લાંડમાં લડત ચલાવે છે, તેવીજ રીતે અમારે પણ અમારી વહાલી પરદા સીસ્ટમ દાખલ કરવા માટે તેમજ કરવું પડશે. મારો ધંધોજ એવો છે કે હું પરદો રાખી શકતી નથી માટેજ હું આમ ફરૂં છું. બ્હેનો, આપ જુઓ છો કે મેં એક સુન્નતનું ઉલંઘન કરી બીજી કેટલી ફરજો અદા કીધી છે? હવે આપજ ઇન્સાફ કરો કે જો હું પરદામાં બેશી જાત તો પછી શું કરત? જોકે મેં પરદાને સલામ કરી દીધી. તોપણ હું ખુદા અને તેના રસુલ પાસે દુઆ માગું છું કે તે મને આ ગુન્હાને વાસ્તે માફી આપે. તેની રહેમ દીલીપર મને પુરો ભરૂસો છે. હવે હું એક બીજી વાત પણ કહેવાની રજા લઉં છું. છોકરીઓને કેળવણીની સાથેજ કોઇ હુન્નર પણ શીખવવો જોઇએ. તેનાથી ઘણા ફાયદા થાય છે વળી કોઇ જરૂરતને વખતે પોતાનું ગુજરાન પણ ચલાવી શકે. સ્ત્રીઓની આબરૂ અને બેઆબરૂ ફક્ત આનીજ ઉપર ટકી રહેલી છે. આજકાલ

આપણા મુસલમાનોમાં સ્ત્રીઓ આવી મોહતાજીને પણ એક મગરૂરીનું કારણ માને છે. મારી તો એવી સલાહ છે કે જે સ્ત્રીનો ધણી મહીને સો રૂપીઆ પણ કમાતો હોય તેણે એક શીવવાનો સાંચો રાખી બહારનાં કપડાં શીવવાં અને જે શીવડામણ મળે તે ખેરાતમાં આપી દેવી. આમ કરવાથી આપણી કોમની મુફલેસી પણ દુર થઇ શકે છે, અને એવો ધંધો જે હમણાં શરમમાં દાખલ છે તે પણ ખીલવા પામે. આ અંજુમનમાં હું એવી ઉમેદે આવી હતી કે આપની સમક્ષ ફીઝીકલ સાયન્સના કરસ્મા કરી બતાવું કે જુઓ, ઇલ્મ પણ શું શું કરી શકે છે! વળી હિદ્મ્રાંયુશ ઉપર હર વખત લેકચર આપવું કે જેથી આપની જીંદગી સુધરે પણ અફસોસ કે આવતાની વેતજ મારી ઉપર એવો બોજો પડયો કે હું તેમાંનું કંઇજ કરી શકી નહી. ખેર, ખુદાને મંજુર હશે અને જો આપણું ફરીથી મળવું થશે તો તે વખતે જોઇ લેવાશે. કહેવત છે કે, "કુવો કુવાની પાસે જતો નથી પણ માણસ માણસની પાસે જાય છેજ." મને કાનપુર પ્રીય છે અને હું કાનપુરને પ્રીય છું, તેથી ઇન્શાઅલ્લાહ કોઇપણ વખતે મોહોબત ખેંચી લાવશેજ. દુઆ કરો કે જેટલી ઉમેદે કાબુલની સરકારે મને બોલાવી છે, તેટલીજ મારાથી તેમની સેવા થાય.

છેવટે આપણી કોમની મગરૂરીનું કારણ હર હાઇનેસ બેગમ સાહેબ ઓફ ભોપાલ જેઓએ મારા જેવી એક નાલાયક સ્ત્રીની આટલી બધી કદર કરી છે તે માટે એહસાન માનું છું કે ખુદા તેમને અમારી ઉપર અને અમારી કોમપર કયામત સુધી સહીસલામત રાખે. હવે બેહનો, હું તમારો એહસાન માનું છું અને અહીંથી જખમાએલે દીલે રજા લઉં છું. ખુદા તમારી, તમારા બાલબચ્ચાંની, ભરથારોની, અને મા બાપોની તંદુરસ્તી રાખો અને આપણી ગરિબ કોમની તરક્કી કરો.

હલીમાખાનમ, મીસીસ કાબીલ, અને મી૦ કાબીલ બધાંને રડતાં મુકી કાબુલ તરફ સીધાવી ગયા. પેશાવર સુધી તો રેલ્વેમાં મુસાફરી કરી પણ ત્યાંથી કાબુલના અમીરના ગાર્ડની દેખરેખ નીચે કાબુલ પહોંચ્યાં. હીઝ મેજેસ્ટી અમીર હબીબુલ્લાખાને હલીમાખાનમને પોતાના રાજની હોસ્પીટલોના ઇન્સપેકટરની, મીસીસ કાબીલને વચલી બેગમના કમ્પેનીયનની અને મી૦ કાબીલને પોતાના ખાસ પ્રાયવેટ સેક્રેટરીની જગ્યા આપી. અમીર સાહેબ આ ત્રણે ઉપર ખાસ મહેરબાની અને ભરૂસો રાખતા હતા. આવી રીતે આ ત્રણે જણ ઘણીજ ખુશીમાં સુખ શાન્તીમાં દિવસો વ્યતીત કરતા હતા. આદીલખાન જોકે ઘરડા થઇ ગયા હતા તો પણ કાબુલની હવાએ તેમને પહેલાં કરતાં વધારે તંદુરસ્ત બનાવ્યા. જેમ ખુદાએ હલીમાખાનમના દીવસ બદલી તેમને આવી જાતની આબરૂ અને સુખશાન્તી બક્ષ્યાં તેમ, તેજ પાકપરવર બધા મુસલ્માનોની અને મુસલમાન ઓરતોની ઇજ્જત વધારે. આમીન!



**રસના સાગરથી છલકાતી, ઇશ્કના રંગથી લ્હેરાતી પ્રેમીક પ્રેમિકાના પ્યારને સૂચવતી અત્યંત દિલપસંદ, મનોહર વાર્તા**

# ભેદી શાહજાદી

( ભેદી શાહજાદી ભાગ પહેલો અને બીજો સચિત્ર )

**લખનાર–ત્ર્યંબકલાલ જીવરાજ જોશી**

દિલ્હીના મશહુર બાદશાહ સિકંદર લોદીના અમલની આ વાર્તા ઘણીજ મનોહર અને છટાદાર છે. દિલ્હીની શાહજાદી દિલબહારનું એકાએક પાણીમાં ગુમ થવું, તેના માટે ઘણી ઘણી તપાસો ચલાવવી, શાહજાદીએ બાંદીગીરી કરી પોતાની પાક ઝિન્દગી ગુજારવી, વફાદાર અને સતી સેરિનાના રૂપમાં ઘણા સમય સુધી ગુમ રહેવું, તેના માલિકનું તેના પર આશક થવું, શયતાન ઉમર શેખે **આશક–માશુકના** પાક પ્યારમાં વિઘ્નો નાખવાં, વગેરે એક પછી એક બનાવો વાંચવાથી **આંખમાંથી આંસુની** ધારાઓ વહી ચાલે તેમ છે.

તે ઉપરાંત વફાદાર ગુલામ **મુબારકની** નમુનેદાર વફાદારી, જુલુસ તથા ઉમરશેખ વચ્ચેની **'કુલટા કાકી ને ભામટો ભત્રીજો'** એ કહેવતને બરાબર લાગુ પડતી અજબ ચાલાકીઓ, તાકિતબીબીને તેના શૌહર વચ્ચેનો ઝાલિમ ઝગડો, શાહસુરી નામના ખુદાના ચૂસ્ત ઉપાસકનું આદર્શ જીવન અને નીતિમય ઉપદેશ, સેરિના અને ઇબ્રાહીમનો અનુપમ પ્રેમ આદિ સર્વ પ્રસંગો એવી જુસ્સાદાર ભાષામાં આલેખવામાં આવ્યા છે કે જેથી વાર્તાને વાંચીને પૂરી કર્યા પહેલાં હાથમાંથી છોડવાનું મનજ થતું નથી. ઉત્તમ ચિત્રો સહીત. ભાગ પહેલાની કિમ્મત ૧–૧૨–૦ ભાગ બીજાની કિમ્મત ૨–૦–૦

**મળવાનું ઠેકાણું—મેનેજર–પોલિટિકલ ભોમીઓ—અમદાવાદ**